ઓં.

શ્રી પરમાત્માને નમઃ

માળવ પતિ પરમાર

# શ્રી ભર્તૃહરી

## મહારાજાનું પંચાંકી નાટક.

પ્રસિદ્ધ કરનાર.

જેસંગભાઈ મોતીલાલ શાહ.

બુકસેલર્સ એન્ડ કમીશન એજન્ટસ.

અમદાવાદ—રીચીરોડ.



આવૃતી ૧ લી.——પ્રત ૧૦૦૦

ઘીકાંટે ઠઠેરાની વાડીના મેડા ઉપર શા. કેશવલાલ ગુલાબચંદે

પોતાના શ્રી ચંદ્રપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.



સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.

કીંમત રૂ. ૧-૦-૦

ઓ.

શ્રી પરમાત્માને નમઃ

માળવ પતિ પરમાર

# શ્રી ભર્તૃહરી

## મહારાજાનું પંચાકી નાટક.

---

પ્રસિદ્ધ કરનાર.


જેસંગભાઈ મોતીલાલ શાહ.

બુકસેલર્સ એન્ડ કમીશન એજન્ટસ.

અમદાવાદ--રીચીરોડ.





આવૃતી ૧ લી.——પ્રત ૧૦૦૦

સંવત ૧૯૫૫. સને ૧૮૯૯.


---

કીંમત રૂ. ૧-૦-૦

**અમદાવાદ મધ્યે**

કંદોઇની વાડીના મેડા ઉપર મેનેજર કેશવલાલ ગુલાબચંદે

પોતાના ધી **ચંદ્ર પ્રકાશ** પ્રીન્ટિંગ પ્રેસમાં છાપી.

---



---

# પ્રસ્તાવના.

---

આ રાજા ભર્થૃહરીનો વૃતાંત પુર્વકાળમાં બનેલો છે એમ ઘણાંક કારણોથી સિદ્ધ થાય છે. મહાન કવિશ્વર શામળભટનું રચેલ બત્રીસ પુતળીના પુસ્તકમાંથી ભર્થૃહરી વાર્તાની તપાસ કરતાં તે ગર્ધવસેન રાજાનો પુત્ર લખે છે અને ભર્થૃહરી કથામાં જોતાં ચંપકસેનનો પુત્ર લખે છે તે વિષેની સિધતા વાંચનાર સદ ગૃહસ્થોને સોંપુંછુ.

પિંગળદેશના રાજા પિંગળસેનની પુત્રી પિંગળા ઉર્ફે અનંગસેના તેને બચપણથીજ યારી મદનપાળ નામના અશ્વ રક્ષક સાથે લાગેલી હતી, એવું અનુમાન ભર્થૃહરી વાર્તા તથા કથા ઉપરથી થાય છે.

શકપ્રવર્તક વિક્રમજ ભર્થૃહરીનો ભાઇ હતો એમાંતો જરા પણ સંદેહ નથી તેનું ધર્મધુરંધરપણું પ્રજાપ્રતિ પ્રીતિ અદ્દલ ન્યાય અતિશે શુદ્ધ સુનીતિ એવા વીર પુરૂષ ઉપર ભર્થૃહરી જેવા ચતુર માણસે લિયામાં અંધબની જરાપણ વિચાર ન કરતાં વિક્રમ ઉપર સાહસિકપણું વાપરી દેશ નિકાલ કર્યો તે ઉપરથી વધુ સનડતા બેસે છે કે ભર્થૃહરી જેવો પણ સ્ત્રીમાં પુરે પુરો ફસાણો તો સ્ત્રીની ચોસઠ કળા પુરૂષની બોતેર કળાથી પણ ચડે છે તેમ સ્ત્રી જાતી કોઇની પણ નથી. જો પોતાના પિયર તથા સ્વસુર પક્ષની શર્મથી રહેતો ભલે, બાકી તે નથી જોતી ઉંચી જાતી કે નથી જોતી ગ્નાતી નથી જોતી રંગ રૂપ નથી જોતી કુળ જ્યાં ફકત પોતાનું ચિત્ત ચોંટે છે ત્યાંજ તેની વૃત્તિ દોડયા કરે છે, શું ભર્થૃહરીથી મદનપાળ ચડિઆતો હશે? કદીપણુ

હોયજ નહિ તેમ છતાં પણ ભર્થહરીએ આપેલ અમરફળ પણ તેને સોંપ્યું ત્યારે ભર્થહરીથી તો શું ? પણ પોતાના પ્રાણથી પણ વધારેજ પ્રિય મદનપાળ ગણ્યો ના ? મતલબમાં આ નાટકનો ટુંક સાર એટલોજ કે સ્ત્રી જાતી કામ પ્રગટતાં તદન કાચી છે, પ્રિયા અંધિત પુરૂષ સારૂં નરતું કંઇપણ ન વિચારતાં સાહસ વાપરવામાં પાછી પાની ભરતો નથી. પણ જ્યારે પાપનો ઘડો ફુટી જાય છે અને સર્વ બાબતથી વિદિત થાય છે ત્યારેજ પોતે સાહસિક કર્યું હોય તેનો ખરેખરો પસ્તાવો થાય છે ભર્થહરીને સંસાર ઉપર વધુ અરૂચી થઇ તેનુ પ્રબળ કારણ વિક્રમ જેવા ધર્મ મૂર્તિ નિર્દોષ બન્ધુને જારીણી સ્ત્રીના જાળમાં ફસાઇ દેશવટો આપ્યો તેજ હતું. માટે સ્ત્રી જાતીનો જરાપણ વિશ્વાસ રાખવો તે અત્યંત જોખમ ભરેલું છે એમ આ ગ્રંથની સુચવણી છે.

હું મારી બાલ્યાવસ્થામાં ધીરે ધીરે ગ્રંથ લખવાના પ્રયાસે ચડતો જાઉં છું તો તેમાં ખામી ખોડો આવશેજ માટે સર્વ સમુહ પ્રત્યે તેની પ્રથમથીજ ક્ષમા માગી રચવાની શરૂઆતી કરૂં છું.

લી. હું છું.

સેવક.



# નાટકનાં પાત્ર વર્ગ પ્રથમ અંક.



**ચંપકસેન**—માળવદેશનો રાજા.

**ભર્તૃહરી** } —તેના પુત્રો
**વિક્રમ** }

**સબળસિંહ**—તેનો પ્રધાન.

**સુજનસિંહ**—સૈન્યાઅધિપતિ.

**સુર્યસિંહ**—પ્રધાન પુત્ર.

**વિશ્વવર્મા**—રાજ્યગુરૂ ઉજ્જન વિદ્યાલયના અધ્યક્ષ

**શિશુશર્મા**—વિશ્વવર્માનો પુત્ર.

**પિંગળસેન**—પિંગળ દેશનો રાજા.

**મુર્ખમતિ**—તેનો પ્રધાન.

**પિંગળા ઉર્ફે ( અનંગસેના )**—પિંગળસેન રાજાના પુત્રી.

**કપટકળા**—તેની દાસી.

**મદનપાળ**—અશ્વરક્ષક પિંગળાનો યાર.

**સિવાય**—વારાંગના સ્ત્રી મંડળ ચોપદાર બારોટ ઇત્યાદી.



# માળવ પતિ પરમાર.

# માહારાજ ભર્તૃહરી.



## પ્રથમ અંક.

### નાટયરંભમાં પાત્ર વર્ગ વીષ્નુની વીશ્વપતી રૂપે સ્તુતિ કરે છે.

સર્વપાત્રો— નમું પદ ગીરીજાપતીને—એ રાહ.

નમે પ્રીતે સહુ જગપતિને,
ચક્રધારી શુભ નામજ તારૂં, પ્રેમે લાગે પ્યારૂં;
કૃપાનિધિ દયા ધારી, સ્થાપો સુભ કૃતીને. નમે.
એક આશરો છે તારો, પ્રભુ દુઃખ તો નિવારો;
કાળ પ્રચંડ સંહારો, પ્રભુ પ્યારા દયા ધારો.
સુખનાકર્તા દુઃખના હર્તા અરજ ઉર લ્યો ધારી;
કૃપાનિધી દયા ધારી સ્થાપો સુભ કૃતિને. નમે.
વિનયવંત કર બાળક તારા સહસ્ત્ર ફણિ ભરનારા,
વિભુવરા જયકરા ગિરિધરા આપો સન્મતિને. નમે.
પ્રભુ આપો તમારૂં શર્ણું સહુ વિનવે છે વૃંદ,
દુઃખી હિંદ તણા તો બંધ કાપો વાસુદેવ નંદ;
અલ્પ સ્તુતિ આ ઉરમાં ધારો પ્રેમા ધારી પ્રીતિ,
વિભુવરા જયકરા ગિરિધરા આપો સન્મતિને. નમે.

# પ્રવેશ પહેલો.

## ( સ્થળ ) ઉજ્જનની કચેરી.

**ચોપદાર—**

આસ્તે કદમ મુલાકાતસેં કદમ આગુસેં બાગુસે માળવપતિ,
ચંપકસેન મ'હારાજા ધીરાજને ઘણી ખમા નિગા રખો મેહેરબાન,
સબળસિંહ પ્રધાનજીકી સલામે નિગા રખીએ મહેરબાન,
સૈન્યા અધિપતિ સુજનસિંહકી સલામે નિગા રખીએ મહેરબાન.
પાટવી કુમારશ્રી ભર્તૃહરી મહારાજાકી સલામે નિગા રખીએ મેહેરબાન,
વિક્રમ કુમારશ્રીની સલામે નિગા રખીએ મહેરબાન.

(અનુક્રમે સહુ બેઠા પછી.)

**ચંપકસેન—** **ઇંદ્રસભાની ગજલ.**

સચિવ પ્યારા રાજ્યનો કહો મુને વૃતાંત,
મુજ રાજ્યના હેવાલ તણી કહી બતાવો વાત.
કેવી રીતે પ્રજા તો મારી નિરગમે છે દિન,
શિશુશાળ બાળકો કેવાં થયા પ્રવીણ.
ન્યાયાધિશ કેવી રીતે તોળે છેરે ન્યાય,
પ્રજા મારીમાં ખુસાલી કેવી તો ફેલાય.
બાળવા ખોરો બંડો રાજ્યમાં કરે,
ખંડીઆ ખંડણી કેવી રીતે રાજ્યની ભરે.
ટુંકામાં કહી બતાવો રાજ્ય તણો તો સાર,
પ્રધાન પ્યારા જુઠુ નહિ બોલશો લગાર.

**સબળસીંહ—**

મહારાજા ધિરાજ ઇશ્વર કૃપાથી આપના પૂર્ણ પ્રતાપે માળવરા-
જ્યની સોળે કળા તપી ચુકી છે દુઃખ એ શબ્દની માળવી પ્રજાને

હજુ જરા ખબર પણ નથી, તેમ રાજ્યને માથે હજુ કોઇ પ્રકારનુ કલંક આવ્યું નથી, અને આવશે પણ નહી. વિશ્વવર્મા શાસ્ત્રીના અનુમતથી બાળકો વિદ્યાલયમાં અભ્યાસ કરે છે તો પછી તેમાં શી ખામી હોય? ન્યાયના છેવટ ચુકાદા આપ મહારાજની રૂબરૂથીજ થાય છે, ગઈ સાલમાં વરસાદની ન્યુનતા હોવાથી ખંડણી ખંડીઆ રાજાનાં વિનયપત્રથી મુલતવી રહી હતી, તે આ વર્ષમાં ભરાઇ ગઇ છે. આપણી રૈયતમાં પણ મોળો પાક ઉતરવાનો ભુમાટ ઉડવાથી જે ખેડુ લોકો કર વેરા ભરી ન શકયા તેને માટે માફ આપવામાં આવી હતી. તેમજ વ્યાપારી વર્ગને ચાર આનાની તેરીખે નાણાં ધિરવામાં આવ્યા હતા. મજુરોને નવા હુન્નરનાં સાંચા કહાડી કામે લગાડવામાં આવ્યા હતા, તેથી તેમની રોજી પણ સારી ચાલી હતી. આ અરસામાં સારો પાક પાકયો તેથી તે સર્વે ખોટ પુરાઇ ગઈ છે. કોઇને પણ રાજ્ય પ્રતિપક્ષી થવા સમય મળતો નથી. કારણે એવો અવળો ન્યાય રાજ્યની અંદર થવા કદી પણ સંભવ નથી. કોઇ હરામખોર લોકો બદદાનતથી પૈસા મેળવવાની ચાહના રાખે, પરંતુ આપના નામનું સ્મરણ થતાં થરથર કંપી તેવો નિંદ્ય પ્રસંગ કરવા અટકે છે. મનુસ્મૃતિથી વિરૂદ્ધ હજુ કયાંઇ પણ પગલું મકાણું નથી, તો પછી શી ખામી આવેજ!

**ચંપકસેન—**

પ્રધાનજી દરેક રાજાનો ધર્મ છે કે હમેશાં પ્રજાને ખુશીમાં રાખવી, પરમકૃપાળુ એ આપણને અધ્યક્ષ તરીખે રાજ્યનું પાલન કરવા મોકલ્યા છે. જ્યાં સુધી નિમિત હોય છે, ત્યાં સુધી રહેવાનાં આખર તેની હજુરમાં જવાબ દેવા જવાનુંજ છે. તો પ્રજાને દુઃખી કરી તેના અત્યંત નિસાસા ગ્રહણ કરવા એટલુજ નહિપણ વિભુના ગુન્હેગાર થાવું અને રૈરવ નર્કમાં કોટાનકોટી વર્ષ સુધી રહેવું તે કરતાં

આ ક્ષણિક સંસારમાં વિજયવંત થઈ પ્રજાને પુત્ર માફક ગણી ઇશ્વર ને ખુશી રાખવા એ કેટલે દરજ્જે ઉચિત છે.

**સબળાસીંહ—**

મહારાજા આપનો અમુલ્ય વિચાર યથાર્થ છે અને તે પ્રમાણે જ આપ દરેક પ્રસગે પગલું ભરો છો તો માળવમાં દુઃખ શેનુંજ હોય?

**ચંપકસેન—**

હું પણ પ્રજા ખુશી તો ખુશીને દુઃખી તો દુઃખી. ( ભરથૃહરી–વિક્રમ પ્રતિ) મારા પ્રિય કુમારો તમોએ આજ સુધી વિદ્યા અભ્યાસ સંસારિક તથા રાજનીતિનો કર્યો, તેની પરિક્ષા માટે આજ તમોને બોલવવા પડ્યા છે, તો રાજ્ય કુમારોને કેવી રીતે વર્તવું તે યથાર્થ ટુંક રીતિમાં કહી બતાવશો.

**ભરથુહરી—** એ તો છે જોયાં જેવાંરે—એરાહ.

**વીક્રમ—**

શ્રવણ કરો પિતા પ્યારારે, શ્રવણ કરો પિતા પ્યારારે;
પિતા પ્યારા, નીતિના ધારા, શીખ્યાછી સારારે. શ્રવણ.
મનુસમૃતિ, નીતિમાં પ્રીતિ, રાખીને કરવું રાજ;
રાજની રક્ષા પાળવી પ્રજા, સહસા ન કરવું કાજ. શ્રવણ.
ધનુષ્ય ધારી, દુસ્મન મારી ગોબ્રાહ્મણ રક્ષાય.
રણે અથ રહિ પિતાજી કરવો ન અન્યાય. શ્રવણ.
પુત્ર પ્રમાણે રાજાને જાણે રાજાની એ છે રીતે;
પ્રજાને પાળો દયા તો ધારો રાખવું સુદ્ધ ચિતે. શ્રવણ.
વ્હારે ચડવા, રણમાં પડવા, ધરવો ન પાછો પાય;
કોઈ પ્રકારનો રાજ્યની માંહે જુલમના વર્તાય. શ્રવણ.
પિતા માતાની, વડ ભ્રાતાની, આજ્ઞા ધારી શીશ;

ગુરૂ તણી સેવા તો કરવી બીજા ગણીને ઇશ. શ્રવણ.
બળવાખોરો, પાકાજ ચોરો, શિક્ષા લાયક સાર;
નીતિ ધર્મમાં પ્રીતિ તો રાખી સમરવા કિરતાર. શ્રવણ.

**ચંપકસેન—**

મારા પ્રિય કુમારો તમારી આવી મીઠી મધુરી અને હરિફાઇ વાળી વાણી સાંભળી અત્યાનંદ પ્રાપ્ત થાય છે. પ્રધાનજી ધન્ય છે વિશ્વવર્મા શાસ્ત્રીને, કે જેનાં હાથ નીચે આવા ઉંચા પ્રકારની બાળક્રો કેળવણી પામે છે. તેઓ શાસ્ત્રીને લક્ષ રૂપીઆનો સિરપાવ કરી તેમની વૃદ્ધાવસ્થા થઇ છે, તો વર્ષાસનનો ઠરાવ બાંધી આપે તેવો હુકમ નાણાં પ્રકરણીના અધિકારી તરફ ફરમાવશો પણ સબળસિંહ, આજે મારા ચિતમાં સ્વભાવિક પ્રેરણા ઉત્પન થઇ છે. તે એજ કે મારી ઉમર વૃદ્ધાવસ્થાને પામી ચુકી છે. દરેક રાજાનો ધર્મ છે કે પોતાની ઉમર બરાબર થઇ હોય ને પાછળ ગાદી ચલાવનાર યોગ્ય હોય તો યોગ્યા શ્રમ ગ્રહણ કરવો. મને ઇશ્વર કૃપાથી તેવો અમુલ્ય વખત મળી રહ્યો છે તો તેમાં તમારો શું મત પહોંચે છે.

**સબળસીંહ—**

મહારાજા ઘણોજ અમુલ્ય વિચાર મારે પણ ઘણાં દિવસથી વાનપ્રસ્થ જવા ચિંતવાન થયા કરે છે.

**ચંપકસેન—**

એમ હોય તો ઘણીજ ખુશાલી આપના પુત્ર સૂર્યસિંહ પ્રધાન પણાને યોગ્ય છે તો તમારી જગોએ તેને બહાલ રાખશું વળી ખરૂં મનુષ્ય સાર્થક તેમાંજ સમાએલું છે આ ક્ષણ ભંગુર દેહનો જરા માત્ર પણ ભરૂસો નથી. તો તાકીદથી વિશ્વવર્મા પંડિતનો અનુમત લઇ નિકળી પડીએ. ચોપદાર શાસ્ત્રીજીને બોલાવો.

**ચોપદાર—**જેવી મહારાજાની આજ્ઞા (હુકમ મુજબ હાજર કરે છે.)

**ત્રોટક.**

જ્ય પામો સદા જગમાં નૃપતિ, તુજ તેજ કળાતો રહો વધતી. જ્ય.
નિશદિન ધર્મ થકી રાજ્ય કરો, પરમારથ વૃત્તિ સદા વિચરો. જ્ય.
ધર્મ રાજ તારૂં તો અખંડ રહે, નવે ખંડમાં જસ તો પુરો લહે. જ્ય.
શત શર્દ ૠતુ રહો રાય તમે, મોટા મહિપત તુજને પાય નમે. જ્ય.
પુત્ર સમપ્યારી તો પ્રજાને ગણો, સદા સુદ્ધ વૃત્તિ થકિ રાજ્ય કરો. જ્ય.
અરિદળ રહોને વિમુખ અતિ, તુજ રાજ કળા ચડતી ચડતી. જ્ય.
અખંડ નામના જગમાં તારી રહે, પ્રજા સુખ પામી બહુ આશિશ દે. જ્ય.

**ચંપકસેન—**

(બે હાથ જોડી) મહારાજા આપની આશિશ ફળો બિરાજો સિં-
હાસન પર.

**વીશ્વવર્મા—**

રાજેંદ્ર તારૂં કલ્યાણ થાઓ. નૃપતીશ્વર મારી વૃદ્ધ ઉમર થઇ માટે સૈન્યાસ ગ્રહણ કરવા વિચાર ધારૂછું. વિદ્યાલયમાં મારાથી હવે માથા ફોડ થતી નથી તેમ અહિંપણ અવાતું નથી. માટે

**ચંપકસેન—**

આપના પધારવા પેહેલાંજ મેં તે બાબત મુકરર કરી રાખ્યો છે. આપના પુત્ર શશીશર્માને આપની જગોએ કાયમ ખાતે રાખવામાં આવે છે. પરંતુ મહારાજ શ્રી. ઇશ્વરી ગતિ અતિ ગહન છે આપને વાનપ્રસ્થનો વિચાર થયો તેમ મારે પણ થયો અને પ્રધાનજીને પણ થયો. હવે આપની શી સંમતિ છે.

**વીશ્વવર્મા—**

રાજેંદ્ર તારો વિચાર અમુલ્ય છે. પાટવી કુમાર શ્રીની ઉમર યો-
ગ્ય થઇ છે રાજ્યની લગામ તેને સુપ્રત કરવામાં જરા પણ અડચણ

નથી આગળ ઉપર જતાં છે તેથી પણ અતિશે રાજ્યને સારી પાયરી- એ ચડાવશે એમાં જરા સંદેહ ધરીશ નહિ વિક્રમની તો તારીફ્ શી- જ કરવી? તેની છેકલુધુવયમાં આવી અત્યંત સુશિલતા અને સુરવીર- તા જોઇ અનુમાન ધારૂં છું કે આગળ ઉપર જતાં તે મહોટો નામાં- કિત થઇ શક પ્રવરતાવશે. અને પર દુઃખ ભંજનના નામથી ઓળ- ખાશે એમ તેનાં રાજ્ય ચિન્હો કહી આપે છે એમ સિદ્ધતાથી કહુંછું

**ચંપકસેન**—

આપનાં વચન સિદ્ધિ પણ હવે યોગ્યાશ્રમમાં શું સંમ- તિ આપો છો?

**વિશ્વવર્મા**—

( જરા વિચારમાં પડી ) આજેથી આઠ દિવસ ઉપર રાજ્ય- ભિષેક પાટવી કુમારને કરવાનું શુભ મુહુર્ત આવે છે. પ્રધાન વિગેરેની ફેર બદલી પણ તે દહાડેજ કરવી એમ શાસ્ત્રાનુસારે મારો મ- ત પહોંચે છે.

**ચંપકસેન**—

મહારાજા આપના મતથી વિરૂદ્ધ ચાલવા ખુશી નથી. આઠ દિ- વસે આપની આજ્ઞા મુજબ કરશું ૭ બજવાનો સુમાર થઇ ગયો છે મહાકાળેશ્વર દર્શને જવું છે તો કચેરી બરખાસ્ત કરો.

**ચોપદાર**—

જેવી મહારાજ શ્રીની આજ્ઞા.

જયજય છત્રપતિ બાણુલક્ષ માળવપતિ મહારાજ ધિરાજ ચંપક- સેનને ઘણી ખમા કચેરી બરખાસ્ત નિગા રખો મહેરબાન.



# પ્રવેશ બીજો.

## પીગળ દેશમાં પિંગળાનો મહેલ.

**કપટકળા—**

બાઇ સાહેબ સ્વયમ્બર મંડપની ધામધુમ થઈ ચુકી છે. વિદેશી રાજકુમારો પિતાશ્રીના આમંત્રણથી આવી ગયા છે. તો થોડા દિવસમાં સાસરા તરફ વિદાય થશો. પણ મને સાથે તેડતા જશો કે કેમ?

**પિંગળા—**

દાસી એ ધામધુમ મને જરા પણ પસંદ પડતી નથી. એવી રચના કોના માટે કામની છે કે જેને મન માનિતા પુરૂષ સાથે સંગ ના થયો હોય તેને

**કપટકળા—**

પણ બાઈ સાહેબ બિચારા અશ્વપાળના તો ભુંડા હાલ થયા ના? તમે તો તરછોડી ચાલ્યા જશો પણ એ બિચારાની શી હાલત? પ્રીતી જાળમાં ફસાવ્યો પણ તમે એને તરછોડયો પણ તમે

**પિંગળા—**

દાસી એ શું બોલી? કે પ્રથમ યાર ને પછી હું! તેના વિના ક્ષણભર પણ નહી રહી શકવાની, યાર વિના મારી દેહ સબવત છે, કારણ મારો પ્રાણ તેની પાસેજ રહે છે.

**કપટ—**

બાઇસાહેબ મોઢાના તડાકા શીદ મારો છો? જ્યાં સુધી દેશાવરી રાજકુમારો જોયા નથી; ત્યાં સુધી મદનપાળનું સ્મરણ કરો છો. પણ પછી તો સ્વપ્નામાં પણ યાદ કરશો નહિ.

**પિંગળા—**

દાસી તું મને વારંવાર શા માટે ચીડવે છે? એક વખત તો કહી ચુકી હું જ્યાંત્યાં મારો યાર સમજ તેના વિના ડગલું પણ ભરવાની નથી.

**કુપટ—**

બાઇ સાહેબ એમ સમજોતો ઘણું સારૂ. યારીની ખરી રીત તો એવીજ ગણાય. બા સ્વરૂપમાં તો બસ છે કેમ?

**પિંગળા—**

દાસી ત્યારે આપણુ તેનું બીજું શું કામ છે? મૂળ પ્રયોજન કામ વેદનાથી મુક્ત થવું તે, કામશાસ્ત્ર માંહે તો પરિપૂર્ણ કુશળ એટલે આપણે તો બસ છે

**કુપટ—**

ત્યારે મને સાથે લેતા જશો કે કેમ?

**પિંગળા—**

તારા તો અવિચાર આવસ્થાજ નહિ. તને તેડી નહિ જાઉં ત્યારે શું અહી મુકતી જઇશ? એમ થતાં ત્યાં યારનો ભેટા શી રીતે થાય તેનો તો વિચાર કર! પણ હવે તે બાબત જવા દઇ યારને તેડી લાવે તો સારૂં અત્યારે અતિશે કામાગ્નિ પ્રજ્વલિત થઇ છે

**કુપટ—**

બાઇ વધુ બોલાય તો માફ કરજો પણ કુમારિક સ્થતિમાં વિષય વિષે અતિશે પરિચય રાખો છો? તેથી હરકતો નહિ આવેના? કરી તો મેં દીધું છે પણ અમસ્થી ડાહી થઉં છું બા.

**પિંગલા—**

પણ હરકત શેની આવવાની હતી ગર્ભ ના રહે એવી ઓષધી તો કરાવી લીધી છે ફક્ત સ્વરૂપમાં ફેર પડે તેજના તેની શી અ-

ડચણ છે? રહીએ છીએ ઓઝલમાં તો કોણુ કળી શકનાર છે? કળાય તોપણુ શું ? કોનો ભાર છે કે મારૂં નામ દઈ શકે? અને દે તો પછી જડ મૂળ રહે પણુ શાનું માટે તે બાબતમાં તો નચિંત રહે. પણુ હ- વે ઢીલ નહિ કરતાં તાકીદે બોલાવી લાવ, કારણુ અતિશે પ્રજ્વળિત થયેલો દાહ અમસ્થો શાંન્ત થશે નહિ.

**કપટકળા—**

(લ્યો ત્યારે આ ચાલી. ( દાસી ગયા બાદ )

**પિંગળા— દેખી તેરી વફાદારી.**

યાર વિના તો દિલ અકળાયે, દુઃખ ચિત અતિશે થાયે;
અશ્વપાળ વગર આ વાર, ઘડી ના જનાર, બનુસ્થું બેજાર,
કરૂં શું હાયે. દુઃખ ચિત અતિશે થાયે.
ઘડી કલ્પ સમવિત જાય, ક્ષણુના રહેવાય, સુજે નવ કાંય
પ્રગટે છે લાયે. દુઃખ ચિત અતિશે થાયે.
કામ કટારી વાગી છે અંગ, વાધેના ઉમંગ, યારની સંગ;
મળુ હું કયાંહે. દુઃખ ચિત અતિશે થાયે.

અરે મને ગમે તેવા રાજકુમારો મળશે, પણુ અસ્વપાળની તુ- લ્ય કદી આવનાર નથી. ગમે તેમ થાય તોપણુ પ્રથમ યારને પછી હું, સ્ત્રી ચરિત્રો મને પુરતાં આવડે છે થનાર પ્રાણુપતિને વશ કર્યો એટલે બસ. પિતાજીને મારી ઉપર વહેમ આવવાથી ચોકી પહેરાનો બદોબસ્ત બહુ થઇ ગયો નહિ તો કયારની યારને લઇ રસ્તે પડી હો- ત. પણુ હવે તે પ્રયત્ન મિથ્યા છે. માટે હમણાં તો ચાલે તેમ ચાલ- વા દેવું વળી આગળ ઉપર બને તે ખરૂં.

( દાસી અશ્વપાળ સહિત હાજર થાય છે )

**પિંગળા—**પધારીએ અશ્વપાળજી

**મદનપાળ—**ગુસ્સામાં હવે પધારીને શું કરવું હતુ?

**પિંગળા**—એમ યાર શાને માટે બોલો છો? એવું શું કારણ બન્યું છે.

**મદનપાળ**—

મારા બેટાની નટખટતો મારે છે થવાનું હતું તે તો થઈ ગયું વળી પૂછે છે કે એવું શું કારણ જાણે હું તો કાંઈ સમજતો-જ નથી કેમ?

**પિંગલા**—

યાર વાતતો કરો અમસ્થો શીદ ગુસ્સો ચડાવો છો ; મેં આ-પને કંઈ કટુ વચનતો કહ્યું નથી અને કહું પણ કેમ? પ્રતિજ્ઞા પૂર્વ ક ઈશ્વર સમક્ષ નિશદીન આપનુંજ સ્મરણ કરૂં છું મારૂં તન મન ધન એ આપનેજ સમજું છું છતાં ક્રોધ કરવા શું પ્રસંગ મળ્યો?

**મદનપાળ**—બસબસ રાંડનો વિશ્વાસજ સ્યો દુષ્ટા તેં મને કેવો કપટ જાળમાં ફસાવ્યો છે ?

**પિંગલા**—

પણ પ્યારા કારણતો કહો હજુ સુધીતો કાંઈ ગુન્હો કર્યો નથી હુંતો આપની રંક કિંકરી છું કદાપી કાંઈ અપરાધ થઈ ગયો હોય તો આપને હું ક્ષમાપાત્ર છું તો માફ કરશો એમ આશા છે.

**મદન**—ચાલ ચાલ શું લવારી કરેછે? હું કાંઈ નથી સમજતો? તારી યારી મારે શું કામની છે? રાંડનો વિશ્વાસજ સ્યો.

**પીંગલા**—

દાસીને શામાટે એકદમ તરછોડી નાંખોછો? કૃપાનાથ હુંતો તમારા ચર્ણની રજ છું તમારા પવિત્ર પગમાં શીર મૂકી કહું છું કે મેં કાંઈ પણ ગુન્હો કર્યો નથી. છતાં કર્યો હોયતો આપ કહી બતાવો.

**મદન**—છટ છટ દુરાચારીણી દુર રહે વારંવાર શું બકયા કરે છે શું કાંઈ તું નથી સમજતી કે શું ગુન્હો શું ગુન્હો કર્યા કરે છે.

**પિંગલા**—તમારી સોગન મને જો કાંઇ પણ ખબર હોય તો

**મદન**—

રાંડ લુચ્ચી મારા સોગન શા માટે ખાય છે? તારે બીજું કોઇ નથી કે શું કેમ મને નામર્દ ગણી મારો પ્રાણ લેવાજ ચાહે છે. તેનું ફળ તો તને પુરેપુરૂં ચખાડવું જોઇએ કે ફરીને સોગન કદી પણ ખાય નહી લે ત્યારે લેતી જા (બે ત્રણ કોરડા મારતાં પિંગલા રાડ પાડે છે) સાળી હવે શું બરાડા પોકારે છે પ્રથમથી નહોતી જાણુતી કે આનાં તે સોગન શા માટે ખાઉં

**પિંગલા**—

ધ્રુજતાં ધ્રુજતાં—પ્રાણનાથ મેં આપનો કંઇપણ ગુન્હો કર્યો નથી. આપના સોગન ખાધા તે મારી ભુલ થઇ છે. પણ શું તમે મને ઓછા વહાલા છો? અમસ્થા તો નહિ ખાધા હોય? સાચું ના બોલો તો મારા સોગન છે, કે શું બીના બની છે, શું આપને કોઇએ ભરમાવ્યા તો નથી ના?

**મદન**—ધીમો પડી મારા સોગન તને કાંઇ ખબર નથી કે શું?

**પિંગલા**—વળી કયાં ભોગ લાગ્યા છે કે તમારા સોગન ખાઉં? સાચે સાચું કહું છું કે મને જરાપણ ખબર નથી.

**મદન**—

ત્યારે તારા બાપુએ મંડપ શા માટે સમરાવ્યો છે? અને સર્વે ઠેકાણેથી રાજકુમારોને શા માટે તેડાવ્યા છે? મને તો એવી ખબર મળી છે કે સ્વયમ્બર રચાશે, તેમાં તારા પિતાશ્રીએ એક ધારો કહાડયો છે, તે એ કે નિશાન તોડનારની સાથ તને પરણાવવી.

**પિંગલા**—

અરે એ બાબત અત્યાર સુધી કુટાણી હું કયાં નહોતી જાણુતી

પણ તેથી શું થવાનું? પરણવું અગર ન પરણવું તે તો મારા હાથમાં ના?

**મદન**—તારા હાથમાં શેનું? શું તારા બાપનો હુકમ તારાથી તોડાય તેમ છે?

**પિંગલા**—તોડાય ન તોડાય તે તો ઠીક પણ ખાત્રિથી સમજો કે તમને જરાપણ અલગ નહિ કરૂં.

**મદન**—ત્યારે તો ઠીક, પણ રાંડનો શો વિશ્વાસ?

**પિંગલા**—

શું તમને મારો પણ વિશ્વાસ આવતો નથી? તમારા સોગન ખાઇ કહું છું કે તમને જૂદા નહી પાડું. ભૂલી યાર માફ કરજો. તમારા નહિ પણ મારા સોગન સમજજો.

**મદન**—

સાચું અગર જૂઠું એતો પરમેશ્વર જાણે બીજી રાંડોનો તો વિશ્વાસ આણુતો નથી પણ તારો તો આવે છે. ઠીક દારૂના શીશા મંગાવો.

**પિંગલા**—દાસી ઉંચા પ્રકારનો દારૂ હાજર કર.

( દાસી લાવી હાજર કરેછે )

**મદન**—પ્યાલામાં ભરી—લેપ્યારી પ્રથમ તું પ્રાસન કર

**પિંગલા**—નહિં યાર મને તે બાબત વિષે આગ્રહ કરશોજ નહિ ગયા ત્રણદિવસ ઉપર આપના અતિશે આગ્રહથી મદ્યપાન કર્યું હતું પણ બહુ અકળામણ પામી હતી માટે આ વખત જવા દયો.

**મદન**—

ત્યારે થયું આપણે પણ કાંઇ જરૂર નથી લ્યો શીસાને ઠેકાણે મુકો.

**પિંગલા**—યાર રીસ શાને ચડાવો છો તમારી આજ્ઞા નહિ ઉથાપુ

**મદન—**

યારીની પરિક્ષા કરતી હશે કેમ? સંસારમાં બીજુ શું લઈ જવાનું છે. ખાવુ પીવું ને મોજ મજા કરવી બીજુ કાંઇપણ લે બીજી પ્યાલી.

**પિંગલા—**યાર એક વખત તમે તો પીઓ.

( ખેંચતાણ કરતાં અરસપરસ ખુબ પીએ છે.)

**મદન—**અહો કેવી સરસ લેજત આવે છે ગાયન શરૂ કરો જેથી વધારે આનંદ વૃદ્ધિ થાય.

**પિંગલા—**જેવો પ્યારાનો હુકમ

**બાજે બાજે બાજેરે બંગલેમે ધુધુરતો બાજે એરાહ**

ધારૂં ધારૂં ધારૂરે, આજે હર્ષે અતિશે ધારૂં

આપ વિના ક્ષણુ વિરહ દુઃખ તો દિલઅતી દમનારૂરે. આજે.

સંસાર માંહે આપ થકી હું, કરૂં કશુ નવ ન્યારૂંરે. આજે.

પ્રીતિ જોડી મેં પ્યારા તમારી, આજ્ઞા સદા તો ઉપાડુરે. આજે

પ્યારા પતિ હું આનંદ સાથે, પ્રીતિનું સુખ તો માણુંરે આજે.

**મદન—**

પ્યારી તારા કોકિલ સરખા મધુર કંઠનું રસિક ગાયન સાંભળી અત્યંત ખુશાલી થાય છે તને ફટકા માર્યા તેની તારી પાસેક્ષમા માગુ છું પ્રિયા જરા પણ ક્રોધ રાખે તો મારા સોગન છે.

**પિંગલા—**

યાર એ શું બોલ્યા આ દેહ તમારીજ છે મને રીસ તમારી તરફથી કદી ચડતીજ નથી. લ્યો હવે એક તમે ગાયન કરો.

**મદન—**

**હવે હરખ કરી કયાં જાઉં, કમરી થાહે મારી વઉ એ રાહ.**

મારાં લલાટ ખીલ્યાં જાણું પ્રિયા તારી સાથે માણું
ભયભૂતળમાં જરા ન જાણું, કૃપા તારી દિલદાર,
ખુશ ખુશાલી કરીએ ભારી, તારો છે બહુ પ્યાર. મારાં.
કામ ક્રીડાતો કરીએ ભારી, છો મારી દિલજાન
પ્રેમપ્રિયા બહુ દિલમાં પ્રગટે, તું મારા છો પ્રાણ. મારાં
દહાડા માંહે ત્રણ વખતતો, આવીશ તારી પાસે
પરવા કોઈની ધારૂં ન દિલમાં ફકત તારી છે આશા. મારાં
પ્રાણ હમારા દિલ હમારા, હરણ કીધા છે યાર
તારાં દર્શન જ્યારે થાવે, ખુશીનો નવપાર. મારાં

**પિંગલા—**

વાહ તમે પણ સારૂં ગાયન કરી જાણો છો ને શું વખત ઘણો વહી ગયો છે માટે ચાલો રંગ મહેલમાં

**મદન—**ચાલો યાર (સહુ નીકળી જાય છે)

---

# પ્રવેશ ત્રીજો.

## પિંગળાનો સ્વયમબર મંડપ.

**સ્રી મંડળ—ચાલો હરીએ ફરીએ સૈયર માંડવેરે. એ રાહ.**

શુભ સ્વયમબર રચ્યો બહુ શોભિતોરે
ઇંદ્રિ પુરી થકી શોભા છે અપાર.
રૂડો મંડપ છે અતિ રળિઆમણોરે,
એની ઓચ્છવનો દિન અનુપછેરે, હર્ષ તણો હૈયે રહ્યો નથી પાર.

રૂડો મંડપ છે અતિ રળિઆમણોરે
જગમગ તો જળકી રહ્યાં, જડિત્ર કાચ બિલોર,
જમરૂખ રૂડા ઝુલતાં, કરે છે. ઝાકમઝોળ,
નકસી પહાણુનો જડેલો રૂડો ચોક છેરે જડી દીધામાંહે નિલમ મણીનંગ.
રૂડો મંડપ છે અતિ રળિઆમણોરે.
ચિત્રામણનાં ચિત્રતો, આપે અતી ચળકાટ
શોભિત સોના સાંકળે, ખટક રહી છે ખાટ
માણેક મોતી મૂકેલાં સુંદર સ્થંભ છેરે, જાત જાતનાં ભરી દીધાં છે રંગ, રૂડો
મયુરાસનો મૂકીયાં, હારોહાર આ વાર
દેશ વિદેશી રાજવી, આવશે આણે ઠાર
પૂર્ણ ભાગી હશે પામે તે કુમારિકારે, રૂપરૂપ તણો જેહ છે ભંડાર, રૂડો
જડિત્ર શુભ જરિ અનજડયાં, સ્વર્ગ પુરી સમ તુલ્ય
વર્ણન થાય ન વાતમાં, કર્યું છે કામ અમુલ્ય
વૃક્ષ રોપો અતિશે માડવ રોપીઆરે, બહેકે સુંદર સુગંધી છટાદાર, રૂડો
આપણ અંગ ઉપર ધર્યો, શોભિત સૌ સણગાર
મણી રત્ન માળા થકી, કંઠ ભર્યો છે આ વાર
ઝણઝણ ઝાંઝરનો ઝમકારો થાય છેરે પ્રેમે પ્રગટે છે અતી ઉછરંગ, રૂડો

(ગયાબાદ.)

---

## પ્રવેશ ચોથો

**ચોપદાર**—આસ્તેકદમ મુલાકાંતસે કદમ આજુસે બાજુસે નીગા રખીએ મહેરબાન મહારાજા ધિરાજ પિંગલસેન મહારાજાને ઘણી ખમા.

**પિંગલસેન**—પ્રધાન સર્વે સાહિત્યો તૈયાર છે કે કેમ?

સુખમતિ ( તપાસ્યા વગર ) મહારાજા સર્વે સામગ્રી તૈયાર છે તે-મ તમામ દેશાવરના રાજ્ય કુમારો આવી ગયા છે

**પિંગળસેન**—પ્રધાનજી તમે બરાબર તપાસ કરજો કોઇપણ પા-છળ રહી જાય નહિતો વિમાસવું પડશે.

**સુખદત**—મહારાજા કોઇ રહ્યું નથી બારોટને હુકમ ફરમાવો તે-ટલી વાર છે

**પિંગળસેન**—બારોટ આપણે ધારેલ વિચાર સર્વે પ્રતિ સંતા વા-ળી આપો

**બારોટ**—જેવો મહારાજાનો હુકમ

**છંદ હરીગીત.**

પ્રિતિ થકી નીતિ થકી અમ અલ્પ સ્તુતિ ધારજો
મમરાયની વિનતિ તે ઉરે ધરી સ્વીકારજો
મમભૂપે કીધી પતિજ્ઞા મન સાથે તો નિશ્ચય કરી,
મચ્છવેધનું નિશાન તોડે વરાવું તેને કુંવરી
ચકર ચકર સુવર્ણનું મચ્છ ફરે છે વેગથી,
નીચે જ્વાલય કુંડમાંહે પાડો તેને ટેકથી;
સર્વ રાજપુત્રો ક્ષત્રી સુતો હોમ તો હૈયે ધરી,
મચ્છ તણો તો વધ કરીને પરણો પ્રિતે કુંવરી.

( ઘણાં ખરા રાજ્ય કુમારો નિષ્ફળિત થયાને ઘણાખરા તો શરમનાં માર્યા છાનામાના બેસીજ રહ્યા તેથી)

**પિંગળસેન. નહિ બતાવ આતનહારૂં એ રાહ.**

નવ મળે (૨) ક્ષત્રી તો કયાંહી, સહુ વિર્ય ગયા બદલાઇ
જાઓ જાઓ તમે શરમાઈ. સહુ વિર્ય ગયા બદલાઈ.
ક્ષત્રી બચ્ચો નવ રહ્યો, માતાએ બારતો વહ્યો,

સુર્ય ચંદ્ર વંશ તો ગયો. અરે ધિક્કાર, ક્ષત્રી કુમાર, લાજ લગાર,
ધરો ચિત્તમાંહી, સહુ વિર્ય ગયા બદલાઇ. નવ મળે.
ક્ષતી જાતી પલટાણી, નામર્દ ખરે તો જણાણી.
મમ બાળા રહેશે કુંવારી, અરે ધિક ધિક ધરો કંઈ શીખ
ક્ષત્રીની રીત, લાવો દિલ માંહે, સહુ વીર્ય ગયા બદલાઇ. નવ મળે.
ક્ષત્રીનાં નામજ ટાળો વ્યંડળનુ નામ ધરાવો,
દાઢી મુછો કતરાવો, માહારી આશ, થઈ નિરાશ,
ક્ષતીનો નાશ, ખરે તો જણાશે. સહુ વિર્ય ગયા બદલાઇ. નવ મ.

(ભર્થૃહરી વિક્રમનો પ્રવેશ થતાં છાળસેનનો
ધિક્કાર વિક્રમને કાને પડવાથી

**માર માર પાપી મુજને તું માર એ રાહ.**

**વિક્રમ**—સત કોટી છે રાજા ધિક્કાર (૨)
કાંઇ કર વિચાર શર્મ ધર લગાર,
વચન તણો શું માર, ક્ષત્રી નહિ શું ધાર;
મારૂં તુને હું ઠાર, માળવ પરમાર સાંખે શું ગાળ; સતકોટી.
માળવ દેશ છે મહારાજન
તેનો વિચાર કર તુ મન.
કદી સાંખે નહિ ક્ષત્રી તન
એમ સાંખે શું ગાળ, ધરા જશે રસાતાળ;
શેશ ડોલી જાનાર, દીનકર ઉંધો થાનાર.
શશી તપી જનાર, તુટે વિધી કરાર;
સુર્ય પૃથ્વી તો અડી જનાર. સતકોટી..

અરે દુષ્ટ રાજા તુ તારા મનમાં જરા પણ વિચાર કર્યા વગર બોલે છે તો કાંઈ પણ શરમ આવતી નથી? તારા કઠોર

વચનથી મારા દિલમાં રોમરોમ જ્વાળા પ્રગટી છે, પણ શું કરૂં વડિલ ભ્રાતાની આજ્ઞા નથી, નહિતો તારા ક્યારનાએ કોટી કટકા કરી નાંખ્યા હોત, પરમાર ગાદીનું તને જરા પણ ભાન રહ્યું નહી, એટલુંજ નહી પણ અમારા આવવા પહેલાં સ્વયમ્બર શરૂ થાયજ કેમ? અરે ખરેખર તેં માળવગાદીની શરમ તોડી છે, પણ લાચારીથી મારા હાથ અટકાવું છું નહીં તો ફળ ચખાડત,

**પિંગળસેન—**(સ્વગત) અરે હું કેવો મુરખ? માળવગાદી સર્વેથી સર્વોતમ તેનેજ મેં વિસારી મૂકી, મુર્ખદત પ્રધાનના કહેવા ઉપર આધાર રાખી લાંબી નજરથી નિહાળ્યું નહિ, તેણેતો પોતાના નાખલા ગુણ જણાવી દીધા, પણ ક્રોધિત બનેલ પરમારોને થંડાતો પાડું ( આસન ) મારા મુગટમણી કુમારો મારામાં તે ખરેખરી ભૂલ આવી છે. હું તમારો ગુન્હેગાર થઈ ચુકયો છું, હવે તમારી ખુશીમાં આવે તેમ શિક્ષા કરો, તમારા શર્ણમાં શીશ મૂકું છું.

**ભર્થરી—**

માહારાજ શ્રી પિંગળસેનજી આટલી બધી ઉપમાને હું લાયક નથી. આપ મોટા છો તો મારે પુજ્ય ઠેકાણે ગણાઓ, તેને બદલે મારા શર્ણમાં શીર મૂકો છો? તે વ્યાજબી ગણાય નહિ, અને ભૂલ છે તે માણસને માટેજ! કોઈપણ પ્રકારથી ઓછું લગાડોતો મારા સમ છે. વિક્રમ હજુ બાળક છે, તેના બોલવા સામે જરાપણ ધ્યાન આપશો નહિ.

**પિંગળસેન—**

(સજળનેત્રે) માળવપતિ મહારાજા હું તમારી પાસે એક અણું માત્ર છું, હું મુર્ખઃ અંધ અવિચારી જેટલો પશ્ચાતાપ કરૂં તેટલો થોડો છે,—ઇશ્વર કૃપાથી મારી અડગ કોઈ તોડી શકયુ નહિ, કદાપી તેમ બન્યું હોત તો મારી રત્ન કુમારિકા કિચડમાં તણાઈ જાત.

**ભર્થૃહરી**—થવાનું હતુ તે થઈ રહ્યું મહારાજા; નિશાન કેવી રીતે તોડવાનું છે?

**પિંગળા**—

મહારાજા સુવર્ણનો મચ્છ ચકર ચકર ફરે છે તેને તોડી નીચે જવાલયમાં નાંખવાનો છે.

**ભર્થૃહરી**—

અહો એમાં શી મોટી વિસાત છે? (શંકરનું સ્મરણ કરી એક બાણે મચ્છવેધ કરતાં જયજયકારનાં ધ્વનિ સાથે પિંગળા વરમાળ આરોપવા શૃંગાર સજી હાજર થઈ)

**પિંગળા**—

પ્યારા પ્રાણનાથ માતપિતા સહુ કુટુંબ સહોદર સમિપ તેમની આજ્ઞાથી આપના સુકોમળકંઠની વિષે આરોપી સુદ્ધ પ્રતિની અવિચળ ગાંઠમાં સદાપ્રેમ વૃદ્ધિ થતી રહે એવી અહોનિશ આપની દીન કીંકરી-આશા રાખે છે.

**ભર્થૃહરી**—

પ્રિયા તમારા તથા મારા પ્રેમમાં ઇશ્વર સદા સહાનકુળ એવી મારી પણ અહોનિશ માગણી છે.

(ચાર મંગળ વર્તાયા બાદ)

**સર્વ મંડળ**—આ કામરતીનું જોડું પરમકૃપાળુ અવિચળ રાખે એવી સહુની આશિશ છે.



## પ્રવેશ પાંચમો.

## પિંગળાનો પિયરમાં મહેલ.

**કપટકળા**—

બાઇ પ્રથમનો બહુ ફડાકા મારતા? પણ હું કહેતી નહિ કે

જ્યારે રાજ્ય કુમારની પ્રાપ્તી થશે, ત્યારે બિચારો મદનપાળ તો ક્યાંઇ પડ્યો રહેવાનો.

**પિંગળા—**

દાસી તું તો ખરેખર મુર્ખ જણાય છે? હું પણ પિંગળસેન જેવા ખાનદાન મહારાજનું છોરૂં છું, જ્યારે વચનેથી ફરીશ ત્યારે તો પછી થઇ રહ્યુ ના? ઉંડું તપાસતાં થયુ છે તો ઘણું અવળુ, પણ હવેતો લાગી તે લાગી, કદી છુટવાનીજ નહી, માળવગાદી પાસે તે બિચારો સા હિસાબમાં છે, પણ થયું તે ખરૂં જ્યારે જીવ તેની સાથે બંધાણો, ત્યારે તો પ્રીતિ અવિચળ રાખવી, પ્રીતિમાં ફસાવી કોઇને પડતો મુકવો તે અઘટિત ગણાય, તેના ગુણ તરફતો નજર કરતાં અતિશે ધિક્કાર વછુટે છે. વગર વાંકે ભલો મારો વાંસો ને ભલો તેના ચાબુખ, થાય તે ખરૂં પણ છોડવો તો નહિજ અત્યાર સુધિમાં જે સુખ મળ્યું છે તેનો બદલો આપણે જન્મ પર્યંત પણ વાળી શકીએ તેમ નથી. ઇશ્વર સૌ સારા વાના કરશે માટે જરા પણ તે બાબત મારી વિષે અણુવિશ્વાસ નહિ આણ.

**કપટકળા—**

આજથી હેતતો ઘટવા લાગ્યું છે, દિવસે દિવસે ઓછુંજ થવાનું, જ્યારે વરમાળા આરોપી ત્યારેતો તેમનામાં લીન બની ગયા હતા હું કહેતી નહી કે અશ્વપાળ તો સ્મરણમાં પણ નહિ રહે?

**પિંગળા—**

એમ બને ખરૂં તેતો હૈયાનો હાર સમજી લે સ્ત્રી ચરિત્રો મને તેંજ શિખવાડેલા છે તો લડાવવાં કેવી રીતે તેથી તું પૂરતી માહિત છો, યારથી યારી તો રાખવી પણ ક્યારે રખાય કે જ્યારે માળવપતિને વશ કર્યા હોય ત્યારે, પરમાર વંશને ઓળખે છે ના? કેવી તેની કરડાઇ છે? જરા વાંકમાં કોટી કટકા કરે તેવા છે.

કપટકળા—બાઇ છે તો તેવું પણ વચન અને સાવધપણું બન્ને સાચવજો.

## સખી વિરહીજનની પીડ વિરહી જાણે છે એ રાહ.

પિંગળા—દાસી જારી વિજારીની રીત દિલમાં તું જાણે છે,
ત્રિઆ બંધની માંહેનર રંક પ્રમાણે છે;
દાસી બાણ કટાક્ષથી નારી નરને પાડે છે
દાસી ત્રિયા પુરૂષનું મન ક્ષણમાં તાણે છે. દાસી.
ધનુંષ્ય કટાક્ષ બાણથી, યોદ્ધ કરૂ ચકચૂર,
પુરૂષ નાંખુપાસલે દાસી, ત્રિયા બંધની માંહે કોણ ઉગરીઆછે
દાસી સ્ત્રીની ચોસઠ કવાય તેમાં કોણ તરીઆં છે
દાસી નારીથી નર બધાય, શાસ્ત્રો ઉચરીઆ છે. દાસી.
મોટા શસ્ત્ર તો કર ધરી, વશ કરૂ ભરથાર,
સુખે દિવસ નિરગમુ.
દાસી રમી તેનાથી જાર આશાપુરૂં મારીરે;
દાસી ચિત્તે નકકી તું ધાર રાખુ પકકી યારીરે,
દાસી ત્રિયા ત્રિસાર શકે કોનિ વારીરે, દાસી.
માળવપતિ મહારાજને નાંખુ બંધનમાંહ,
યારીથી જારી રમું દાસી જે છે હૈયા હાર મુજમનપ્યારોરે
દાસી એ છે પ્રાણાધાર જૂદો નવ ધાર્યોરે,
દાસી મદન કેરો માર, જેનાથી નિવાર્યોરે. દાસી.

કપટ—બાઇ આવો વિચાર હરનિશ રાખો તો ઘણુ સારૂ.

પિંગળા—

સારે શું તેમાં ફેર પડે? બે દિવસ થયા યારને મલાણું નથી તેથી મારૂં ચિત ત્યાં ચોંટી રહ્યું છે તેને પણ તેવીજ રીતે વિરહ દુ-

ખ સાબતુ હસે માટે તું તેને તેડી લાવે તો સારૂ જેથી બનેની અગ્નિ શાન્ત પામે.

**કુપટ—**

પણ બાઇ માળવપતિને આવવા અર્ધા કલાકની વાર છે માટે વિચાર છોડી દયો તો ઠીક.

**પિંગળા—**

પણ તેથી શું થયું? શું મારામાં ચાલાકી ઓછી સમજે છે? જ્યારે અહીં મારા બાપના રાજ્યમાં આવો ભય રાખે છે, ત્યારે ત્યાં આવીને તું શું કરવાની હતી?

**કુપટ—**

ભયતો રાખવોજ જોઇએના! જે પ્રસંગની શરૂઆતી કરવી તેનો આગમચથી વિચાર કરવો, કે પાછળથી પસ્તાવું ના પડે, પર મારની કરડાઇ તો સારી રીતે સમજોછોના?

**પિંગળા—**દાસી ગમે તેવા કરડા પણ ગુલામ માફક બનાવું છે ના જોજે હવે ઢિલ નહિ કરતાં તાકીદથી તેડી લાવ.

**કુપટ—**પણ મહારાજાની સ્વારીતો હમણાં આવી પહોંચશે?

**પિંગળા—**

પણ તેથી થયું શું? તેનાથી પ્રગટેલો અગ્નિદાહ શું શાન્તિ પામવાનો હતો? કદીજ નહિ. એતો જ્યાં જીવ બંધાણો છે ત્યાંજ શાન્તિ વળવાની; વળી તે રિસે ભરાણો હશે, માટે ઉંચા. પ્રકારના મધની લાલચથી તેડી લાવજે, હવે સત્વર વિદાય થા.

**કુપટ—**લ્યો ત્યારે આ ચાલી.

---

# પ્રવેશ છઠ્ઠો
## અશ્વશાળા

**મદન—**

સાળી રાંડોનો શ્યો વિશ્વાસ? પ્રથમતો કહેતી હતી કે તમને જરા વાર પણ નહિ વિસારૂં, તેને બદલે બે દિવસતો થઇ ગયા, તોપણ જરાબી ખબર એની તરફથી મળી નથી. એની સાથે દોસ્તી કરવામાં કાંઇપણ સાર નથી. "નાદાનકી દોસ્તી ઓર જીવકા જાન," એ કહેવત સાચીછે. એ રાંડતો પુરેપુરી લુચ્ચી પણ માળવના રજપુત રાજા જેવા તેવા કરડા નથી, તેની દોસ્તીમાંથી કોઇ દીવસ નક્કી આપણું મોતજ આવવાનું માટે તેની યારી રાખી જોખમમાં શામાટે પડવું જોઇએ પિંગળસેન જેવા મહારાજા પણ એની પાસે બકરી જેવા થઇ ગીયા તો આપણી શીતાકાદ બીજો કાંઇ પણ લાંબો વિચાર ન કરવો પરમેશ્વરની કૃપા દ્રષ્ટિથી બીજું જોતું હશે તો ક્યાં મળે તેમ નથી માટે તેની યારીતો ખચિત છોડી દેવીજ.

( કપટકળા આવે છે)

**કપટ—**

કેમ અશ્વપાળ શા વિચારમાં પડયા છો? રીસતો ચડી હશે? પણ નિર ઉપાયે તમારો વિયોગ વેઠવો પડયો હવે વખત મળ્યો છે. માટે તાકીદે પધારો મારાં બાઈ સાહેબને જરાપણ ચેન પડતું નથી.

**મદન—**ક્રોધાવેશમાં કોરડો મારી, રાંડ લુચ્ચી અંહી શા માટેજ આવી? તાકીદથી વહી જા, શા માટે ઢીલ કરે છે? હું કદી આવવાનો નથી, તારી બાઇનું જા મારે કામ નથી.

**કપટ—**

અશ્વપાળજી કોરડો શા માટે મારો છો? તમારો ગુન્હો તો થયો, પણ હવે ક્ષમા કરી પધારો આપ નહિં આવોતો મારા બાઇ

વિયોગે અતિશય પીડા પામી પ્રાણ ત્યાગ કરશે તો પછી તેમાં સારૂં ફળ નહીં નિકળે.

**મદન—**

માઠું પરિણામ આવશે કેમ? તારી બાઇને પાલવે તેમ કરે હું કાંઇ તેનો તાબેદાર નથી. તારી બાઇ મને શું કરવાની છે? એની શું સત્તા છે. એને પણ એક વખત જોઈ લઇશ હું પણ રજપુત એટોછું મોતનો જરાપણ ડર રાખતો નથી. માઠા પરિણામનું ફળ તારી બાઇને તો વખત મળે બતાવવાનો પણ રંડા મર્દના ઝપાટા તું તો જોઇ લે. કેવું પરિણામ આવશે વાતકર

( ત્રણ ચાર કોરડા મારે છે. )

**કપટ—**

( રાડ પાડી ) અરે તમે મને વગર વાંકે શીદ મારો છો. ( મનમાં ) મારા કયાંથી ભોગ લાગ્યા કે આવા નિર્દયની સાથે દોસ્તી બંધાવી ત્રણ ચાર વખત તો માર ખાઇ ચુકી, બાઇને પણ મારે છે તો હું શા હિસાબમાં (પ્રાસન ) મેં આપને એમ કહ્યું કે મારી બાઇને તમારા વિના જરાવાર ગોઠતું નથી, આપની ઉપર એવી તો પ્રીતિ લાગી ગઈ છે કે જળ વિનાની માચ્છી તલખે તેમ તલખ્યા કરે છે આપ નહિ પધારો તો પ્રાણ ત્યાગ કરશે એટલે તે પરિણામ સારૂં નહિ આવે.

**મદન**—એવો અત્યંત પ્યાર મારી ઉપર છે? ત્યારે તો હું ભુલ્યો. પણ હું ત્યાં તો કદીજ નહિ આવવાનો, કારણ માળવાળા જેવા તેવા નથી, એવાની સાથે બાથ ભીડવામાં મારી તાકાદ નથી.

**કપટ—**

એ બાબતનો અગાઉથી બંદોબસ્ત કરી રાખ્યો છે વળી આપના માટે ઉંચા પ્રકારનો શરાબ મંગાવ્યો હતો તે પણઆવી ગયો છે.

**મદન**—ત્યારે તો ઠીક તું પ્રથમ વહીજા હું પાછળ પાછળ આ
આવું છું.

**કપટ**—તાકીદથી આવજે.

( ગયા

## પરમાર પતિ હું પત્ર લખુ છું આજે હિત ધારી.

પ્રભુ તણી તો કૃપા મારી પર થઇ ચુકી ભારી,
પિંગળા કીધી છે પ્યારી, થઇ છે બહુ તેથી યારી.
જીવ જાન દોસ્તી લાગી છે તેની કદી ન તુટનારી. પ્રભુ તણી.
મારી પર બહુ તેનેજ છે પ્યાર ઘડી વાર જૂદી તે ન થનાર,
સર્વકાળ ગણે છે મુજને યાર જરા ના મુકે વિસારી પ્રભુ તણી.
ગુમાયો બે દિવસનો વખ્ત, પ્યારીને ઘા લાગ્યો તે સખ્ત,
પ્યાર મળે નવ માળવ તખ્ત, ફકત મારી છે તે પ્યારી. પ્રભુ તણી.

---

# પ્રવેશ સાતમો.

# પિંગળાનો મહેલ.

**પિંગળા**—

દાસીને તેડવા ગયા ઘણીવાર થઈ ગઇ પરંતુ હજુ સુધી, આવી નહિ રાજાજીને આવવાનો વખ્ત થઈ ગયો છે બે દિવસથી મળાયું નથી તેથી જીવને જરા પણ ચેન પડતું નથી. કામાગ્નીએ બરાબર છાપો મારા દિલની અંદર લગાવ્યો છે મદન પિડા મારાથી સહન થતી નથી તેમ યાર વિના પ્રજ્વલિત અગ્નિ શાન્ત પામતો નથી પ્રભુ જ્યારે મારો આત્મા યારની સાથે સંપૂર્ણ જોડી દીધો ત્યારે વિયોગ શા માટે રખાવે છે.

## ક્યાંથી આ સંભળાય મધુર સ્વર.

મુજને ચેન, યારની વિના, પડે ના મુજને ચેન,
છે દિનરેન, યારની વિના, પડે ના મુજને ચેન;
ા છું, અકળાઇ ગઇ છું, તલસ્યાં છે મળવા નેન. યારની
સુખ ઉપચારો, સર્વ શૃંગારો, બની ગયા છે દુઃખ દેણ. યારની.
યાર મેળાવો, દુઃખ તો ટાળો, પ્રભુ સ્વિકારો મુજ કહેણ. યારની,
ચિત પરોવ્યું, મનતો મોહ્યું, રોઇ લાલ થયાં નેન. યારની.

(કપટકળા આવે છે)

**કપટ—**

બાઇ સાહેબ તમારા યારનાં પ્રતાપમાં તો મારાં લાડકાં રંગાઈ ાાં છે. હવે હું કદી ત્યાં જવાની નથી.

**પિંગલા**—કેમ નથી જવાની ? શું નોકરી કરે છે કે અંહી અમસ્થી રહી છો ?

**કપટ**—બાઈ પણ આવી નોકરી?

**પિંગળા—**અરે ગમે તેમ થયું પણ તેઓ ક્યારે આવશે? કેમ ન લાવી ?

**કપટ**—બાઇ મારા ખબર પુછો છો કે યારનેજ જપ્યા કરો છો ?

**પિંગલા**—તને જીવથી કેમ ના કાઢી? બધી વાત જવા દઇ યાર ક્યાં છે તે કહે ?

**કપટ—**

( મિજાજ ગયો જાણી ) બાઇ સાહેબ પ્રથમતો તેણે ના પાડી પણ જ્યારે બહુ સમજાવ્યો અને મદિરાની લાલચ આપી ત્યારે તેણે ્યું કે હમણાં હું આવું છું.

**પિંગળા—**

દાસી ત્યારે હજુ કેમ ના આવ્યો? હું આજથી ખબર આપું

હું કે ખબરદાર કોઇ દિવસ વધુ ઘટુ બોલીતો ? વળી ખાત્રીથી સમ જજે કે તેનો બદલો જવા નહિ દઉં સામી જા કેટલેક દુર ... હજુ.

**કપટ**—આવતા હશે તો પાછા નહિ જાય.

**પિંગલા**—મેં તને કેટલી વખત કહ્યું કે મારો હુકમ ઉથાપવો નહિ.

**કપટ**—પણ સાંભળો મહારાજાની સ્વારી આવી કે શું ?

(આસ્તે કદમ મુલાકાતસેં કદમ આજુસે બાજુસે નિગારખો મ-હેરબાન ( માળવપતિ ભર્થૃહરી મહારાજા ધીરાજને ઘણી ખમા. )

**પીંગલા**—

દાસી માળવપતિની સ્વારી આવી પહોંચી કે શું તાકીદી રાખ.

**કપટ**—

શેની તાકીદી રાખું, મહારાજ તો આવી પહોંચ્યા, મદિરા નિ-સ્સો હદ ઉપરાંત કર્યો છે કે શું. જાણો તો છો કે માળવપતિ કેવા કટા છે, છતાં યાર યારજ જપ્યા કરો છો.

**પિંગલા**—દાસી ત્યારે યારને નહિ મળાય.

**કપટકળા**—

હાજ તો, પણ જો આગળ ઉપર મળવા ઇરાદો રાખતા હોતો મહારાજને અત્યારથીજ સપડાવજો અને યાર સાથે રહે તેવો બંદો-બસ્ત પણ કરજો.

**પિંગલા**—

તેની હરકત નહિ. પણ આવો અમુલ્ય વખત ગયો તેનો અ-તિશે પ્રશ્ચાતાપ થાય છે.

**કપટ**—

બાઈ હવે તે વિચાર છોડી દઈ સ્ત્રી ચરિત્ર લડાવવામાં સાવધ થાઓ કારણ હજુ પ્રથમ પ્રયાસ છે. અશ્વપાળને આવતા અટકાવવા જાઉં છું કારણ તેને ભાન નથી, મહારાજા હશે તોપણ ઘસ્યો આવશે.

**પિંગલા--**

તેમ થતાં તેને લાગશે તો બહુ ખોટું, પણ લાચારીથી કરવું પડે છે. તેને ગુસ્સો ચડવા દઈશમાં. આ લે આ સવા લક્ષની જોર-અન સાડી તથા મધ પણ સાથે લેતી જજે તે બન્ને સુપ્રત કરી તેનો આત્મા ખુશીમાં રાખજે.

**કપટ**--બહુ સારૂં બાઈ તે વિષેની ચિન્તા કરશો નહિ લ્યો હવે જઉંછું.

( દાસી ગયા બાદ ભર્થૃહરી આવે છે. )

**ભર્થૃહરી—**

( પિંગલાના સ્વરૂપપર સ્તબ્ધ બની સ્વગત ) અહા પ્રભુ આ- શું મારી નજરે જોઉંછું ? સ્વપ્નું તો નથી ? શું આવુ પદમની રત્ન મને પ્રાપ્ત થયું છે? ત્યારે મારાં જેવાં મહદ ભાગ્ય કોનાં સમ-જવાં! ઉર્વશી ઇંદ્રાણી કે શેષ કન્યા આના અતુલ્ય સ્વરૂપ પાસે શા હિસાબમાં છે ? શુ આમ્ર ગાંક્ષીતા હસ્તથી પ્રેમ રૂપી વરમાળા મા-રા કંઠમાં આરોપાએલી છે? અહા પ્રભુ તારી ગતિને સહસ્ત્ર વખત ધન્યવાદ આપું છું કે મારા નસિબમાં આવું રંભા રત્ન પ્રાપ્ત થયું

**પિંગલા—**

પધારીએ પ્રાણેશ્વર, માળવપતિ શું વિચારમાં પડયા છો! શું આદિન દાસીથી કંઇ અપરાધતો નથી થયોના? કદી ગુન્હો હોયતો ક્ષમા બક્ષિસી કીંકરીને સેવામાં લેવા ઉત્કંઠિત થશો બિરાજો પલંગ ઉપર

**ભર્થૃહરી—**

સુંદરી આ શું બોલો છો? અપરાધ શ્યો? ફક્ત પરમ પ્રભુના ઉપકારમાં અત્યાર સુધી ગુંચાણો હતો, મારાં ધન્ય ભાગ્ય કે તમારા જેવી અતુલ્ય સ્વરૂપ ધરનારી અર્ધાંગના પ્રાપ્ત થઇ.

**પિંગલા—**

પ્યારા પ્રભુ આપ જેવા માળવપતિના હસ્તકમાં હું જેવી લાખો કાંકરીઓ આવે, ખરો ઉપકાર તો મારેજ માનવાનો છે, કે હું કાચના ટુકડાનો આપ જેવા અમુલ્ય હીરાનો સહવાસ થયો.

**હામ હૈયે નહિ હાર સુંદરી હામ હૈયે ન હાર—એ રાહ.**

**ભર્તૃહરી—**

પ્રભુ કૃપાનો ન પાર, પ્રેમદા પ્રભુ કૃપાનો ન પાર.
જોડી મેળી કિરતાર, પ્રેમદા.
પ્રાણથી પ્યારી સ્વરૂપ ધારી, જોડી તારી તો નહિ મળનારી.
તુચ્છ તારી પાસે છે ઇંદ્રાણી;
મહદ ભાગ્ય પ્રિઆ અતિશે મારાં, કરૂં કદી નવ તમને ન્યારા
વસ્યા છો દિલ મોઝાર, પ્રિયા તમે વસ્યા છો દિલ મોઝાર પ્રેમદા.
વદન તારૂં ચિત્ત હરનારૂ, તુજથી અધિક કંઇ ન ધારૂં.
મુગ્ધા કુમારીછું બલિહારી, ચોંટી છો પ્રિયા ચિત્ત મોઝારી.
પ્રગટે છે અતિપ્યાર, તુજપર પ્રગટે છે અતિપ્યાર પ્રેમદા

**પિંગળા—**

પરમ પ્રભુ ખરેખર ભાગ્યશાળી તો હુંજછું હું ક્યાં ને માળવ-પતિ માહારાજા ક્યાં; આવો સ્વકલ્પ પણ કદી નહિ હતો, હોય પણ ક્યાંથીજ જગતનિયંતાની પૂર્ણ કૃપાથી આપણી સરખી જોડી મળી છે. પ્રભુ દિન દાસીને આશા છે કે હર હમેશ વધારે વધારે પ્યાર નિભાવતા રહેશો.

**ભર્તૃહરી—**

પ્રિયા હું પણ તમારા પ્યારની અધિક અભિલાષા ચાહું છું, કારણ પરમ કૃપાળુ સ્ત્રી પુરૂષનું જોડું સરખું મેળવે છે તે અમુલ્ય

વૈભવવિલાસનું સુખ ભોગવવા માટેજ સરખું જોડું તો ક્યાંઇ હોતુ જ નથી. કાંતો ઉમરમાં સરખા ન હોય, ઉમરમાં સરખાં હોયતો સ્વરૂપે અદકાં ઓછાં હોય, કદાપી તેમ પણ સરખા હોયતો વિદ્વાન પંક્તિમાં તફાવત પડતો હોય, નહિં તો સ્વભાવિક અરસ્પરસ અણગમોજ થયા કરે, મતલબમાં કોઇપિણ જોડું સરખું મળતું નથી, ભાગ્યશાળી અને પૂર્વનાં અથાગ દાનેજવરી હોય તેનેજ સરખી જોડી મળે છે. આપણે દયા સિંધુની અતિશય દયાથી સરખી જોડી મળીછે તો પ્રેમ વૃદ્ધિ કેમ નહી થાય?

**પિંગલા—** **ગાયન.**

મળ્યા છો મુજને પ્રિતમ પ્યારા (૨)
પ્રિતમ પ્યારા, પ્રાણુ આધારા. મળ્યા છો
સોનાનો સૂર્ય ઉગ્યો છે મારે, મેહ મોતીડાના મનતો ધારે
અખંડ નિભાવો પ્યારા પ્યારે, નિભાવો પ્યારા, ચર્ણની દારા. મળ્યા.
ચર્ણુની દાસી પ્યારા તમારી, દાસીની શેવા લેશો સ્વીકારી
વિનતિ મારી ઉરતો ધારી, ઉર ધારો દારા, સ્વીકારો પ્યારા. મળ્યા છો

પ્રાણેશ્વર પરમેશ્વર પ્રતિ મારી વિનતિ છે કે અત્યંત પ્રેમથી જોડાએલા જોડામાં સદા પ્રેમ વૃદ્ધિ થતીજ રહે.

**ભર્તૃહરી—**

પ્રિયા ચંદ્રનું ચકોરમાં, મયુરનું ધનમાં, અને દિપનું પતંગમાં જેમ અહોનિશ ચિત્ત ચોંટેલું છે, તેવીજ રીતે મારી પ્રીતિ તમારી પ્રીતિ બધાણી છે એમ ખાત્રીથી સમજજો.

**પિંગલા—**

નયનકાન્ત આપ અતિશે શ્રમિત થયા હશો? માટે જરા નિંદ્રા વશ થાઓ તો આપના કોમળ ચર્ણની શેવાથી મારી દેહ પવિત્ર કરૂં.

**ભર્થૃહરી**—

મુગ્ધા એ શું બોલ્યા? શું તમે શેવા કરવા યોગ્ય છો? કદિ-જ નહિ. રાજ્ય કુમારિકા તમને નિંદ્રા આવતી હોય, તો ભલે સુઇ જાઓ. હું પણ તમારી જોડેજ સુતો છું.

**પિંગલા**—

પ્રભુ મારો એવો આગ્રહ નથી. આપને તે વિષે બોલવા વૃથા તસ્દી આપી તેની ક્ષમા કરશો.

**ભર્થૃહરી**—

વાહ સુંદરી એવું શું અનુચિત કર્મ કર્યું કે તેવી સહેજ બા-બતમાં પણ ક્ષમા માંગી મને શર્મિંદા કરો છો? કાન્તા તમને આજે જણાવવાનું છે કે આજે મને સ્વસ્થાન છોડયા લગભગ આઠ દિવસ થયા, વળી લઘુ બન્ધુ વિક્રમા પણ સાથેજ છે, તો ઉજ્જન જવા મારૂં દિલ ઉશ્કેરાયું છે. માટે તમે તમારી માતુશ્રી વિગેરેની સમંતિ લઇ વિદાય થવાય તેવો બંદોબસ્ત કરશો.

**પિંગલા**—ઘણીજ ખુશાલી પણ પ્રિતમ;

**ભર્થૃહરી**—

કેમ બંધ રહ્યા? નક્કી સમજશો કે તમારા વિચાર વિરૂદ્ધ કદી પણ પગલું ભરવાનો નથી. માટે જે બાબત કહેવાની હોય તે ખુશી થી કહી બતાવો.

**પિંગલા**—

પ્રાણાધાર બાબત તો સહેજ છે. તે એજ કે મારી દાસી અતિ વિશ્વાસુ તથા સુશિલ સ્વભાવની છે, તેનાં માબાપો વંશ પરંપરાથી અમારી નોકરી કરતા આવે છે તેનો મદનપાળ નામનો ભાઇ હાલ અશ્વશાળામાં નોકર છે. હાલમાં તે તેની બેનની પિછાનેથી તથા મારાં

માતપિતાશ્રીની રજાથી મારી પાસે આવે જાય છે. તેની શુદ્ધ નિર્મળ ભક્તિ તથા કાલાઘેલા બોલથી સ્વભાવિક રીતે ભ્રાતા સમાન પ્રીતિ તેની તરફ ઉશ્કેરાય છે. વળી દાસી સાથે આવવાની છે, તે તેના ભાઇને જૂદો પાડવાનું કહેતા અત્યંત દિલગીર થાય છે. પ્રિયતમ તે બન્નેની મારી પ્રતિ શુદ્ધ રાજ્યભક્તિથી મારા દિલમાં અતિશે દયા ઉત્પન્ન થાય છે. તો તેનું મન દુભવતાં હું દિલગીર થાઉં છું. માટે આપ કૃપાનાથ તેને સાથે લેવાય એવો બંદોબસ્ત કરશો. તેની હિલચાલ વિષે મારા પિતાશ્રીને પૂછતાં માલમ પડશે.

**ભર્તૃહરી—**

પ્રિયા તેમાં તમારા પિતાશ્રીને પૂછવાની શી જરૂર છે? મને તમારી સંપૂર્ણ ખાત્રી છે. સારી ચાલનો છે એમ તમારૂં દીલ કબુલ કરતું હોયતો ખુશીથી સાથે લ્યો. એટલુ વિચારવાનું છે કે તેમાંથી આગળ ઉપર જતાં માઠું પરિણામ ન આવે.

**પિંગલા—**

પ્રિતમ એવી શુ હું મુર્ખ છું? આપના ધ્યાનમાં આવે તેમ કરો; હુંતો તે બિચારાની દયા ખાતર કહેતી હતી.

**ભર્તૃહરી—**

પ્રિયા શું તમને ઓછું લાગ્યું? ખુશીથી સાથે લેઇ લેજો કારણ જેતું અંતઃકરણ શુદ્ધ છે તેની શી હરકત છે, લ્યો પ્રિયા વખત ગણો ગયો છે તો વિશ્રાંતી લઇએ.

**પિંગલા—**

જેવી પ્રાણેશ્વરની મરજી.

( સુઇ જાય છે; )

## પ્રથમ અંક સમાપ્ત.



# અંક બીજો.

## પાત્ર વર્ગ.

**ક્રુરસિંહ**—
**કાળસિંહ**— } માળવ દેશ તાબેના ખંડીઆ રાજા.

**વિક્રમ**—ભર્થૃહરીનો લઘુ બન્ધુ.

**નરપતશા**—ઉજ્જન નગરીનો ગરીબ બ્રાહ્મણ.

**અંબિકા**—ઇશ્વરઅંશી દેવી.

**પિંગલા**—ભર્થૃહરીની રાણી.

**કપટકળા**—તેની દાસી.

**ભર્તૃહરી**—માળવ દેશનો રાજા.

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

**ક્રુરસિંહ—**

ભાઈ આપણે સાંભળેલી વાત તો ખરી ઠરી. વખત તો અતિશય ઉત્તમ મળ્યો છે. ઘણાં દિવસની બળતરા છે તે હવે ઓછી કેમ ઉતરશું? પડે ભર્થૃહરી તો જ્યારથી સ્વયમ્બરમાં વિજય કરી નવી રાણી લાવ્યા, ત્યારથી જનાનામાંથી બહારજ નીકળ્યા નથી. વિક્રમાદિત્યનો ભય ઓછો નથી. પણ અત્યારે તે હાજર મળે નહિ આ આનર્ક બખેડો થવાથી યુદ્ધ કરવા ગયો છે. બિચારા પાછળના તો ભાત ખાઉ તે શું કરવાના હતા? કોઈ મરવા માટે ખુશી હોય નહિ. સૌ ટાઢા કાન કરી પડ્યા રહે. લશ્કર નિમકહલાલી હોય તો લડે ખરૂં પણ ક્યારે? કે જ્યારે ધણી મોખરે હોય ત્યારે. ધણી વિનાનાં ઢોર સુનાં, માટે આવો અમુલ્ય વખત ફરી પ્રાપ્ત થવાનો પણ નહીં, અને ગુમાવવો પણ નહિ.

**કાળસિંહ—**વડીલ ભાઈ આપણાં પૂર્વજોને પરમારે બહુ પીડ્યા છે. માટે તેનો બદલો પુરતી રીતે વાળવો.

**ક્રુરસિંહ—**

આપણું લશ્કર કેટલેક દુર હશે. રાત્રીના બાર બજ્યાનો તો સુમાર થઇ ગયો છે. છાપો મારવાનો અતી અત્યુત્તમ વખત છે, માટે હવે તુટી પડીએ તો ઠીક; આવા કામમાં જેટલી વાર લગાડવી તે આપણને હાની કર્તા છે. અત્યારે તેનું સર્વ લશ્કર શાન્તિથી સુતું હશે. હવે તો તાકીદે લશ્કર આવે તો ઠીક. વૈરથી જે હાલ નાગ પ્રગટ્યો છે, તે જ્યારે આશા પુરી પડશે ત્યારેજ સમશે ત્યાં સુધી મનને શાન્તિ વળવાની નથી.

**કાળસિંહ—**

ભ્રાતુશ્રી આપણું લશ્કર જરા કમ કૌવત અને હિમત વગરનું છે. માટે સંપૂર્ણ રીતે ઉશ્કેરણી આપી જરા પણ પાછી પાની ભરવા પણું કદી રહેવા દેવું નહિ લ્યો સૈન્ય આવી તો પહોંચ્યું (સર્વે લશ્કર સલામ ભરી એક બાજુ ઉભું રહે છે.)

**ક્રુરસિંહ—**

મારા શૂરવીર લડાયકો આવો અમુલ્ય વખત ફરી ફરીને પ્રાપ્ત થવાનો નથી. ગંગારૂપી પ્રવાહ ચાલ્યો જાય છે તેમાંથી બીનહરકતે સફળતા મેળવવી છે. પરમાર તરફથી અત્યાર સુધીમાં કેવાં કેવાં દુઃખો સહન કરવાં પડયાં છે અને હજુ પણ જો તેને પુરી શિક્ષાએ નહિ પહોચાડીએ તો આપણને જંપી બેસવા દે તેમ નથી. રણમાં પડી પોતાના ધણીને વિજ્ય આપવો તથા ગાંધર્વ કન્યાને વરવું એ દરેક ક્ષત્રી પુત્રનો ધર્મ છે જ્યાં સુધી ક્ષત્રી બચ્ચો રણમાં પડી અમર કીર્તિ નહિ મેળવે ત્યાં સુધી તેનું જીવીત વૃથા છે ઉજ્જન અત્યારે તદ્દન નિર્બળ થઇ ચુકી છે પંડે ભર્થૃહરી રાણીમાં લુબ્ધ બની જનાના બારણે પગ પણ મુકતો નથી તેમ વિક્રમ ઘરે નથી ત્યારે કશી વાતનો ભય રાખવાપણું છેજ નહિ. માટે તમારી શુરી સમશેર હસ્ત ગ્રહી ઉતરી પડો.

**લશ્કર—**

જેવી મહારાજાની આજ્ઞા પણ મહારાજા દરેક પ્રસંગે પ્રથમથીજ વિચાર કરવો કે આગળ જતાં પશ્ચાતાપ કરવો પડે નહિ સામે છે પરમાર બચ્ચા વળી કયાં ઉજ્જનનું રાજ્ય અને કયાં આપણે તેના બળવત્તર સૈન્ય સામે આપણે મુઠી ભર પણ નથી.

**કાળસિંહ—**

અમે શું મુર્ખ છીએ અમે શું તેના પ્રાક્રમથી અજાણ્યા છીએ પણ જ્યારે અનુપમ વખત મળ્યો છે. ત્યારેજ તેમાં પગલું ભર્યું છે પ્રાણુ આશા સહુ રાખે છે અને સાથે વિજ્ય ઇચ્છા પણ હોય છે. વળી તે એને સાચવવું એ બહુ મુસ્કેલ છે પણ આતો વિજ્ય પ્રાપ્તિનોજ રસ્તો શોધી કહાડેલો છે.

**લસ્કર—**

ઠીક મહારાજા અમે તો તમારૂં નિમક ખાધું છે તો આવશું જના પણ કામ ભારે ઉઠાવ્યું છે રામ રાખે તો શરમ રહે એવો વખત છે.

**શાને પ્યારી તમે મુને ધીક્કારો. એ રાહ.**

**કુરસિંહ** } તલવાર પ્યારી, કર લ્યો ધારી;
કર લ્યો ધારી, નાંખો સંહારી. તલવાર.
**કાળસિંહ** } શૂરવીર વીરો, રણના ધીરો;
ઉજ્જનમાં દયો, ત્રાહ પોકારી. તલવાર.
પરમારે પીડયા, દુખ તો દીધાં;
દાઝ તેની અતી દિલ મોઝારી. તલવાર.
વૈરતો વાળો, ભયને ટાળો;
ઇનામ લ્યો પછી હેતે સ્વીકારી. તલવાર.

**લસ્કર—**

મહારાજા પણ આ ખડખડાટ શેનો સંભળાય છે વળી કોઇનું લસ્કર ઉજ્જનપર આવતું હશે કે શું ?

**કુરસિંહ—**

તેમજ હશે કારણ અત્યારે માળવી સૂર્ય અસ્ત થયો છે એમ ખાત્રીથી સમજશો નહિતો ઉપરાઉપર પરદેશી સૈન્ય શું ધસી આવે

જો એમ હોય તો આપણે પણ તેની સાથે મળી જઈએ.

( વિક્રમ પ્રવેશ કરી ).

**વીક્રમ—**

અરે આ દુષ્ટ લોકોએ કેવી અનીષ્ટ ધારણા બાંધી છે અત્યાર સુધી મે આવી રીતીની ખાતર બંડીઆ તરીકે નહિ ગણતાં મિત્રાઇની રીતીમાં ગણ્યા હતા વળી દરેક ચક્રવતિ રાજાનો ધર્મ છે કે બંડીઆ પોતાને તાબેવાળા જો કોઇ પ્રકારનું પ્રજાને દુઃખ આપતા હોય તો પદભ્રષ્ટ કરવા પણ મેં આ ચંડાળોની ખાતર શાંતિસાના દિલમાં દયા ધારી કોઇપણ પ્રકારની અડચણ નહિ કરતાં તેની પ્રજા હેરાનગતીનું મહા પાપ મેં સહ્યું હતુ છતાં કાંઇપણ વિચાર કર્યા વિના કેવો મન-સુબો બાંધી ઉજ્જન ઉપર આવ્યા છે હવે તેનું ફળ તો પુરું ચખાડું મેં ઘણી વખત દયા આણી છોડ્યા પણ હવે છોડવાથી આપણને પુરતા સાલવાના માટે પાસ્પત કરવા તેજ યોગ્ય છે.

**મારા શુરવીર વીરો મારવા તીરો એ રાહ.**

દુષ્ટો હાર તો મારું, નક્કી સંહારુ, દયા તજીને આજ;
કુલ જેતેને કાળું, ઉઠે છે ઝાળું, લેશ ધરી નવ લાજ. દુષ્ટો.
મિત્ર તરીકે તમને તો જાણી, રાખી જુદી નવ રીત;
કર બેશ અતી માફ તો કીધા, દિલ લાવી બહુ પ્રીત;
આવ્યું ફળ વિચારી, ગુણ ન ધારી, કેવું કીધું છે કાજ. દુષ્ટો
હવે છોડું નહીં જીવતા હું આપું અતીશે કષ્ટ;
પરમાર લાજ લેવાતો ધારી, કરું પહેથી ભ્રષ્ટ;
જતન કાઢું આચારી, હારતો મારી, તાબે કરું તમ રાજ. દુષ્ટો.

**કુરસિંહ—**

(સ્વગત) અચાનક આતશું કહેવાય, ધારણા કેવા, પ્રકારની છે-

તો અને બન્યું છે શું લશ્કર પણ નાસી ગયું કારણ ઘણી વખત તેવા ગુન્હામાં આવી ગયો છું ને મને ઘણીવાર છોડયો છે પણ આ વખત છુટકારો થાય તેમ નથી.

## ગુરૂ ગોવિંદના મહિનાનો

કુરસિંહ— } પરમાર પતિ મહારાજ, છો દયા ધારીરે,
કાળસિંહ— } અમે અવળુ કીધું છે કાજ, અતિ અવિચારીરે
મગરૂરમાં ભુલ્યા ભાન, કૃત્ય કીધું કાળુરે
સદા માગશું તો અહેશાન, પરમ કૃપાળુરે
દયા ધારી કરોને માફ, ગુન્હા તો હમારારે
આપ મારો તો છીએ રાંક, શેવક તમારારે,
કહી છોરૂ કછોરૂ થાય, માવિત્ર ન થાશેરે
કરે બાળકની રક્ષાય, સદા અતિ પ્યારેરે
દયા ધારી ગુણના જહાજ, માળવ મહારાજારે,
કૃપાવંત અતી છો મહારાજ, શરણ તમારારે
શર્ણ ગ્રહી આવ્યા તમ ચર્ણ, મારો કે ઉગારોરે
ધર્મરાજ દુઃખના છો હર્ણ, વિનતિ ધારોરે.

માહારાજા અમે અધ અતીચારી ચંડાળ જેવા આપના પરોપકારનું કાંઈપણ ચિંતન કર્યા વગર દુષ્ટ વિચારમાં મશહુર બની ઉજ્જન તરફ ધસી આવ્યા, માળવ પ્રભુ હવે અમારે પશ્ચાતાપનો પાર રહ્યો નથી. મારવા અગર ઉગારવા તમારા હસ્તકમાં છે સાત પેઢીના સોગનથી પ્રતિજ્ઞા પૂર્વક કહીએ છીએ કે આપ માહારાજા આ વખત જો માફ કરો તો તેવા અનિષ્ટ વિચારે માળવાની સરહદ ઉપર પણ આવશું નહી માળવ પ્રભુ હવે તમારા શર્ણમાં આવ્યા છીએ ખુશીમાં આવે તેમ કરો મારો તો મરવાને માટે પણ તઇયાર છીએ.

**વિક્રમ—**

નિમક હરામી દુષ્ટો મેં તમને કેટલી વખત છોડી મુકયા પરંતુ તમો તેવા નિર્લજ કૃત્યમાં પછાત પડયા નહી આ વખત કદી જીવતા જવા દેવાનો નથી સ્મરણ કરવું હોય તેનું કરી લ્યો.

**કુરસિંહ** } ત્યારે પ્રભુ તમારી ખુશી મુજબ કરો અમે તો તમારા
**કાળસિંહ** } શરણમાં છીએ

**વિક્રમ—**

શાંતિલા સમજી આ વખત દેહાંત દંડની શિક્ષા કરતો નથી પણ અત્યારથી તમને ભ્રષ્ટ કરી નજર કેદ તરીખે રાખવામાં આવશે સિપાઈ ઉરકું બાંધી લ્યો

**સિપાઇ—**જી મહારાજ જૈસા અપના હુકમ

( બનેને બાંધી લઇ જાય છે )



# પ્રવેશ બીજો

## ( અરણ્યમાં માતાનું મંદીર )

**નરપતશરમા—**

માતુ તું મારા દુઃખનો પાર ક્યારે આણશે તેની જરા પણ સમજ પડતી નથી અરે હું છેક નિરાધાર છું માત પિતા બાલ્યા વસ્થામાં મુકી મર્ણ પામ્યા પર્યંત અત્યાર સુધી દુઃખ અને દુખજ ભાળું છું જગદંબિકા ત્રણ વર્ષથી એક નિષ્ઠાએ અત્યંત દુખ સહન કરી શુદ્ધ વૃતિથી તારૂં સેવન કરૂં છું પણ હજુ કાંઇ પ્રસન થઈ નહિ તો હવે મરવું તેજ ઉચિત ધારૂં છું નિર્ધન રહી જગતમાં દુખ ભોગવતું તેથી મરવું હજાર દરજ્જે ઉત્તમ ધારૂં છું લે ત્યારે છેલ્લી વખતની પ્રાર્થના કરી લેઉ.

## હિન્ડી

કરી લઉં છું હવે સ્તુતિ છેલ્લી તારી,
ભવનિધિ થકી લેજે તો તું ઉગારી;
અલ્પ શેવા માતુ લેજે તું સ્વીકારી. કરી.
નિરધનતાનુ તો દુખ અતિશે મારે,
વિધિ લેખ તે તો ટાળ્યા કેમ ટાળે;
શીદ વૃથા રહેવું જગત માંહી મારે. કરી.
પ્રાણુ પ્યારા પ્રભુ મુકું તમારી પાસે,
તુજ પાસ આવું પ્રભુ હું હુલાસે,
જેથી ભયકારી કર્મ સહુ નાસે. કરી.

આ વૃથા જગતમાંહી રહી મારે શું કરવું છે ( ગળે ખડગ ધરતાં ) અરે અંદર ભાગેથી ખાંકારો શેનો થાય છે અરે મને મળવા માટે કોણુ અટકાવે છે? પણુ અહીં તે કોણુ હોય? મન ભૂમિત છે સંસારે વૃથા શું બંધાઇ રહ્યો છે આત્માને પરમાત્માની હજુર કર્યા વિના છુટકારો નથી લેજે અંબીકા તું તારો ભોગ (શીશ ઉપર ખડગ મૂકતાં અંબિકા પ્રગટ થઇ)

**અંબીકા—**

અરે બ્રાહ્મણુ તું શાને માટે મરે છે નક્કી સમજજે કે સ્વપ્રાણ ઘાત કરવાથી આત્માનો છુટકારો નહિ થતાં કોટાનકોટી વર્ષ સુધી રૈરવ નર્કમાં રહેવું પડે છે માટે ધીરજ ધરી ઉધમ કરતો પરમેશ્વર તને સુખ પ્રાપ્તી કરશે જેને દાંત આપ્યાં છે તેને વિભુચાવણું આપે છે પણુ ક્યારે કે ઉધમ સર હોય ત્યારે ઉધમ વિના પ્રભુ આપવા જતો નથી. માટે સુખેથી તું ઘરેજા.

**નરપતશરમા—**

માતુશ્રી ઘરે જઈ મારે શું કરવું? ઉદ્યમ કાંઈ સુજતો નથી. માબાપે બાલ્યા વસ્થામાં મુકયો છે તેથી દરીદ્રતાનું દુઃખ મારે શીર ચોટયું છે ગરીબ અવસ્થા હોવાથી વિદ્યા અભ્યાસ પણ કંઈ થઇ શકયો નથી તેથી અભણ રહ્યો ભિક્ષા વૃત્તિ આખો દિવસ કરૂં છું તથાપી તેમાંથી ક્ષુધા તૃપ્તી થાય તેટલી પણ પ્રાપ્તી થતી નથી. આરે વૃથા શું જીવવું વળી મરતી વખતે આપનાં દર્શન પામ્યો તો નર્ક ગતિને પામીશ એમ આશા રાખતો નથી.

**અંબીકા—**

પણ તારા લલાટે લક્ષ્મી મારાથી અપાય તેવો વિધિ અંક નથી તેમ મારા સ્થળે મરવા હઠ તો મને નામોશી લાગે માટે સુખેથી ઘેર જાય તો સારૂ ઇશ્વર તારૂ કલ્યાણ કરશે.

**નરપતશરમા—**

માતુ જ્યારે આપનાં દર્શનથી પણ ભાગ્યોદય ન થાય ત્યારે પછી પરમેશ્વર શું કરવાના હતા. માટે હું તો કહી જવાનો નથી.

**અંબીકા—**

ત્યારે એમ તો ન થાય લે આ અમર ફળ પણ તેનું પ્રાસન જાતે તું નહિ કરીશ કારણ કે તું અમર થા તેમાં શું થયું પેટ ભરવાની તારામાં શક્તિ નથી તો વળી બહુ હેરાન થવાનો વળી આ ઇશ્વરી બક્ષિસ મને માળવપતિ ભર્થૃહરી માટેજ મળી છે તો તું તેને સુપ્રત કરજે એટલે તારાં દારિદ્ર ચુરૂ થશે એમ આશીથી સમજ.

**નરપતશરમા—**

બહુ સારૂં માતુ જેવી આપની આજ્ઞા ( માતુ અદ્રશ થતાં નરપતશરમા ફળ લેઈ રસ્તે પડે છે. )



# પ્રવેશ ત્રીજો.

# પિંગળાનો રંગ મહેલ.

**પિંગળા—**

દાસી પિયરથી આવ્યાં લગભગ છ માસ થવા આવ્યા પરંતુ હજુ યારનાં દર્શન થયાંજ નહિ જનાનાનો એવો તો પાકો બંદોબસ્ત છે કે કયાં પણ ઉપાય લાગુ પડે તેમ નથી. ત્યારે હવે શું કરવું? વિરહગ્ની મારાથી વેઠી શકાતો નથી. તેમ માળવપતિથી મન શાન્તિ પામતું નથી. યાર વિના ક્ષણ વખત પણ નહિ ચાલતું તેને બદલે છ છ માસ વહી ગયા ત્યારે કરવું શું.

**કપટકળા—**બાઇ શું ઉપાય રચવો તેની મને પણ ખબર પડતી નથી. બિચારો અશ્વપાળ પણ અતિશે દુઃખ પામતો હશે તેને ઠીક ફસાવ્યો છે.

**પીંગલા—**

દાસી તું અગ્ની રૂપી બળતરામાં વારી શીદ હોમે છે શું મે પડતો નથી મુકી દીધો ના તું જાણે છે તો ખરી કે યાર વિરહથી કેટલું દુઃખ પામું છું પણ લાચાર છીએ કે મે તેવા કઠણ પ્રસંગથી તેનો સંયોગ બને તેમ નથી પણ એક બીજો ઉપાય છે તારા ધ્યાનમાં આવે તો સાંભળ.

**જોઈ દેજો જવાબ આ પુછું છું તે—એ રાહ.**

**પિંગલા—**સુણશાણી સખી કામ પીડે છે બહુ ( ૨ )
પીડે છે પીડે છે કામ પીડે, સુણ
અશ્વપાળની યારી થકી તો.
સુખ મળ્યું નહિ જરા ખરે, સુણ

વિક્રમા દિત્યની ઉપરતો મારૂં
મન અતિશે મોહી રહે, સુણ
ગમે તેવો તો પ્રયાસ રચી
સુખ તો માણું તેથી ખરે, સુણ
ઇંદ્ર થકી પણુ અધિક રૂપાળો
મેળવ પ્યારો દાસી ખરે, સુણ
તેમ થતાં દાસી દુખતો મારૂં
કામ તણું તો નક્કી ટળે, સુણ

અહા શુ તેનું સુંદર સ્વરૂપ તેણે મારૂં ચિત્ત તદન હરી લીધુ છે ગમે તેવો પ્રસંગ મેળવી અંહી લાવ નહિંતો નિચ્ચે આત્મઘાત કરીશ મારૂં મન અતિશે વિહવળ થયું છે તો તાકીદે જા.

**કપટકળા**—
પણુ બાઇ સાહેબ દુઃખનુ મૂળજ તે છે વિક્રમના ડરથી બિચારો અશ્વપાળ થરથર કંપે છે તેથી મળી શકતો પણ નથી.

**પીંગળા**—દાસી હવે અશ્વપાળની આશા રાખવી તે તદન મિથ્યા છે માટે તેને લાવ્યા વગર છુટકારો નથી.

**કપટકળા**—એકમાંથી બે ક્યાં કરો છો ? વળી પોગળ ખડી જશે.

**પીંગલા**—
તારે તે બાબતની કાંઇ પણુ પંચાત કરવી નહિ મળવાનો વખત પુરો મળ્યો છે રાજાજી શિકારે ગયા છે તે સાંજે આવશે માટે તાકીદથી તેડી લાવ.

**કપટકળા**—
પણુ બાઇ પરમાર શુદ્ધ વિર્યના છે તેના હસ્તથી એવુ અનિષ્ટ કર્મ કદી ના બને ખાત્રીથી સમજજો કે એથી ઉલટું દુઃખ

પ્રાપ્તિ થવાનું માટે મારૂં કહેવું જરા ધ્યાનમાં ઉતારો તો સારૂં તે કદી પીગળે તેવો નથી.

**પીંગલા—**

અરે શું ન પીગળે સ્ત્રીની પાસે પુરૂષ શા હિસાબમાં છે મોટા મુનિવરો પણ ચળે છે તો બિચારો વિક્રમ તો શી ગણતરીમાં વળી તે મારા સ્વરૂપ પાસે ગમે તેવો કઠીણ હોય તોપણ શું થયું.

**કર્યો વેશ્યાએ કેર.**

સુણ સખી શાણી તું પ્યારી, વાત અમારી, ઉર લે ધારી;
કહું છું સાચી, નારી પાસે તો નર રહે છે રાચી
સુરનર ડોલી તો જાય, ચળે મુનિરાય, ફેર જરાય
નહિં તું માને, નર મોહ પામી થઈ જાય ગુલામ પ્રમાણે
મારૂં જોઇને રૂપ, ભૂલે સૌ ભૂપ, પડે છે કૂપ
મોહની માંહે, કટાક્ષ કરતા ઘાવ પીગળી જાવે. સુણ૦
માટે સખી તેડી લાવ, એહને આંપ, દુઃખ તો જાય
મળ્યાથી જેને, હરી લીધું છે મુજ મન પ્રીતીથી તેણે. સુણ૦

**કપટકળા—**

બાઈ હું તો તમારો હુકમ શિરો ચસ્મ કરૂંછું પણ આમાંથી સારા ફળ પ્રાપ્તિની આશા નથી.

**પીંગલા—**

તારે તે વિષે વધારે ચોળ કરવાની જરૂર નથી ગમે તે પ્રસંગ બતાવી તેડી લાવજે નહિં તો હું આત્મહત્યા કરીશ.

**કપટકળા—**એ બાબત કહેવાની જરૂર નથી સર્વે ચરિત્રો હું ભણી ચુકીછું

( ગયા બાદ )

**પીંગલા—** **સીંહાનો કનરો.**

ચિત્તડું મારૂં ચોંટી ગયું છે, મન તેનામાં મોહી રહ્યું છે;
કામ જ્વાળા તો પુરણ લાગી, તન મન તેણે હરી લીધું છે. ચિત્ત.
ઇંદ્રિ થકી પણ અધિક રૂપાળા, કામનું રૂપ તો તેણે ધર્યુંછે. ચિત્ત.
અવશ્ય મળે નહિ જોડીતો જગમાં, ભ્રમિત મન મારૂં કર્યુંછે. ચિત્ત.
સંસારીક સુખ સઘળાનું, રહસ્ય તેની વિશે રહ્યું છે. ચિત્ત.
પુરણ ભાગે મળે જો પ્યારો, જીવીત સફળ તેથી ગણું છું ચિત્ત

( દાસી વિક્રમ સહીત પ્રવેશ કરે છે )

**વીક્રમ—**

માતુશ્રી મને અત્યારે બોલાવવાની શી જરૂર પડી છે જે કંઇ હુકમ હોય તે પુત્ર પ્રતિ ફરમાવશો.

**પીંગલા—**

રાજકુમાર વિશેશ વધુપડતા શબ્દો બોલવાની જરૂર નથી ફક્ત આપનાં દર્શનની અભિલાષાથી અંહી બોલાવવા પડયાછે દાસીને આશા- છે કે મારી મનોવૃત્તિ પુર્ણ કરી કામથી બેહાલ થયેલ કીકરીને સેવામાં લેવા કૃપા કરશો

**વિક્રમ—**

અરર માતુ શ્રી એ શું બોલ્યા આતો એક ગજબની વાત કહેવાય શું આવો દુષ્ટ વિચાર તમારા દિલમાં, હરહર શંકર આ શું કહેવાય. શુદ્ધ ક્ષત્રાણી થઇ આવાં કનિષ્ટ વિચાર કરતાં જરા શ- રમાતા પણ નથી.

**પીંગલા—**

વધારે વિવેચનથી રાજકુમાર મને દુખી નહિ કરો અને કામ- થી પિડીત થએલ દાસીને સેવામાં સ્વીકારો.

**વિક્રમ—**

આ તે તમારૂં ચિત્ત ભ્રમિત થયું છે કે શું પુત્ર પ્રેમ વિસારી આવી દુષ્ટ વાંચ્છના મારી પ્રતિ કરો તે શું તમને લાજમ ગણાય કે કદીજ નહિ આતો તમે થયાં નહિતો મારા શિયળવ્રત ભંગ કરનારને અત્યાર સુધી મારી નજર આગળ રહેવા દઉં નહિ.

**પીંગલા—**

પ્રિય કાન્ત જ્યારે આપ મારી આ શાન્ત નિવૃતિ નહિ કરો ત્યારે તમે જે પર દુઃખભંજનનો ઇલકાબ ધારણ કર્યો છે તો તેને નામોશી લાગવાની.

**વિક્રમ—**

માતુ હજુ સુધી મનને થોભી રાખું છું છતાં તમે પ્રેમીના ઉ-પ નામથી મને બોલાવો છો તો તેથી સારૂં ફળ પ્રાપ્ત થશે નહિ પરદુઃખ ભંજન નીતિને રસ્તે ચાલું છું પણ અનીતિ રસ્તામાં કદી પડતો નથી.

**પિંગલા—**

હવે ભાળીને નીતિ અનીતિ પ્યારા હું તમારા શરણે શીર મૂ-કીને કહુંછું કે મારો અનાદાર નહિ કરો.

**વિક્રમ—** **ગોપીચંદ લડકા.**

હે મમ માત કૃપાળુ, વચન વદો વિચારથીરે
આવી દુષ્ટ આશા દિલમાં, ધરો નહિ મુજ માત;
પુત્ર પ્રમાણે પ્રેમ આણીને, વદો બરાબર વાતરે. મમ૦
આમ કદી માતુ નવ થાયે, પૃથ્વી જાય રસાતાળ;
શેષ કદી ભાર નવ ઝીલે, આકાશ ત્રુટી જનારરે. મમ૦
કાષ્ટ ટેકી તોડી જગતમાં, છોને ડુબી તો જાય;

સૂર્ય ચંદ્રનીજ ગતીથી, અવળાં કદાપી થાયરે. મમ૦
સાગર સરખા માજાતો મુકે, સિંહ તૃણુ કદી ખાય;
પરમાર વંશ ચૂકે કદી ના, સાચો માનો મુજ માયરે. મમ૦

માટે એવો દુષ્ટ સ્વકલ્પ તમારા દિલથી દુર કરો.

**પીંગલા— દિલ ખુશ પ્યારી.**

પ્રિતમ પ્યારા, નયન તારા, ચિત્ત પ્રિયાનું તમે હર્યું છે;
સુંદર સ્વામિ, નમું છું નામી, કામનું બાણુ તમે ધર્યું છે. પ્રિતમ.
અધિક રૂપાળા, મોહનગાર, કામણુ મુજને તમે કર્યું છે. પ્રિતમ.
વિનતિ મારી, ઉરતો ધારી, સેવા ગ્રહો એમ દિલ ઠર્યુંછે. પ્રિતમ.
વિરહ દુખ, કરો વિમુખ, તમ પ્રીતિમાં મુજ મન વસ્યુંછે. પ્રિતમ.

પ્યારા ગમે તેમ કરશો તોપણુ હું તમને છોડનારી નથી ખાત્રીથી સમજશો કે આવો અમુલ્ય વખત ફરી પ્રાપ્ત થવાનો નથી નયન વિલાસ જો તરછોડશો તો આત્મહત્યા કરી સ્ત્રિહત્યાનું પાપ તમારે શિર સુપ્રત કરીશ. વળી જે ફટાયાનો હક ભોગવો છો તેથી મુક્ત થઇ માળવ ગાદીનું છત્ર તમારે શીશ ધરાય એમ નિશ્ચય સમજજો ચતુર પુરૂષને વધારે સમજાવવાની જરૂર નથી ટુંકામાં તેનો બધો સાર ગ્રહણુ કરો.

**વીક્રમ— ઝુલણાછંદ બિલાવર**

કાંઇ વિચારને, શર્મતો ધારને, કાઢે શું નિચ આવી તું વાણી
સહસ્ત્ર વારતો કોટ ધિક્કાર છે, નિચ તુખમ તુતો જણાણી
ધિક છે માતને ધિક છે જાતને, સહસ્ત્ર કોટી ધિક્કાર જાતી
ધિક તુજ નામને ધિક છે કામને, ધિક છે તારી કઠોર છાતી
મુજ ભ્રાતા તણી, ઘાત ઇચ્છે ઘણી, જાન તારો નક્કી આજ કાઢું
પણુ હત્યા તણી, બીક લાગે ઘણી, તેથી ખડગ ચાલે ન મારું

હાય વ્યભિચારણી, ધિક્છે જારણી, પરમારની લાજ શું લેવા ધારે
રોમ રોમ લાયહા પ્રગટે છે કાયમાં, શું કરૂં ઇલાજ કંઇ ન ચાલે

તને તારી જાતને અને તારા કુળને સહસ્ત્ર કોટી ધિક્કાર છે અરે તેં ઉભય કુળને લજાવ્યાં છે પ્રથમથી ખબર હોત તો માળવ મહારાજા કદી તારૂં ગ્રહણ કરત નહિ પાપિષ્ટ તને જરાપણ શરમ આવી નહિ હાયહાય મુજ ભ્રાતુની ઘાત કર્યાનું કહ્યું તે વખત તારી કઠોર જીભ જરાપણ અંચકાણી નહિ તને તે વખત કાળોત્રો કેમ ના ડસ્યો તારી ઉપર આકાશ ત્રુટી કેમ ના પડયું તારૂં કાળું મુખ મારે જોવા યોગ્ય નથી માળવાનો સૂર્ય ખરેખર અસ્ત થઓ નહિતો તું જેવી જારીણી સ્ત્રી પરમાર કુળમાં રાણીપણાને યોગ્ય હોયજ કેમ? સ્ત્રી હત્યાના ડરથી ચાલ્યો જાઉંછું નહિતો ક્ષણ વારમાં તારા કોટાનકોટી કટકા કરી નાંખ્યા હોત. હે વ્યભિચારિણી તેં માળવાની પવિત્ર ભૂમિને અપવિત્ર કરી છે. અરે પરમારમાં આવી કુલટા ક્યાંથી આવી તને જેટલો ધિક્કાર આપું તેટલોજ થોડો છે. પરમ કૃપાળુ આવી બારકત ચડાળણીઓને પૃથ્વી ઉપરથી ઓછી શામાટે નથી કરતો! બસબસ અત્યારે તો ચાલ્યો જાઉંછું પણ માળવ મહારાજા પધારે ત્યારે તારી વાત છે.

**પિંગલા—**

અવિચારી જરાપણ ડર રાખ્યા વગર મારો તિરસ્કાર કર્યો તેનાં ફળ હવે ચાખજે.

**વિક્રમ—**

દુષ્ટા મને વારંવાર નહિ બોલાવ ફળ મળવુ હવે શું બાકી રહ્યુ છે તું આ પવિત્ર ભૂમિમાં આવી ત્યારથીજ મળી ચૂકયું છે આ દેશમાં રહેવું પણ હવે હું ઉચિત ગણતો નથી શું કરૂં સ્ત્રી હત્યા ડરથી વહેલો જાઉંછું પણ થોડી ઘણી ખબર પડશે ખરી.

( ગયાબાદ )

**પિંગલા**—દાસી આતો અવળી વાત થઇ

**કપટકળા**—બાઇ હુંતો પ્રથમથીજ કહેતી હતી

**પિંગલા**—

થયું તે મિથ્યા થનાર છે પણ મહારાજાને આવવા દે કેવો પ્રપંચ રચી હદપાર કરાવું છું આબરૂ લીધાનો ખોટો આરોપ મુકી દેહાંત દંડની શિક્ષા કરાવું ત્યારેજ પીંગળસેનના ખુંદની સમજાવી મારા ચરિત્રોતો તું જાણે છે પણ આ વાત માહારાજા પાસે પ્રથમ તું ઉચ્ચારજે એટલે પુરતો વિશ્વાસ બેસે

**કપટકળા**—

ખુશીથી હું કહીશ જો દેશપાર જાયના તો તો પછી જન્મનુ સાલ મટી જાય.

**પિંગલા**—

પણ એક ઉત્તમ વિચાર છે કે હું તે બીના વિષે અંહીથી પત્ર લખી આપું છું એટલે તેમને વધારે ભરૂસો પડશે તું પણ પુરતી રીતે મીઠું મરચું ભભરાવ ને જે બાજૂએ શિકારે ગયા હોય તે બાજુ રથ જોડાવી જા એવી રચના કરજે કે કાંઇપણ જાતની ખામી આવે નહી.

**કપટકળા**—

ઠીક બાઈ જેવો હુકમ ચાલો ત્યારે પત્ર લખી તૈયાર કરો.

(બન્ને નીકળી જાય છે.)



# પ્રવેશ ચોથો.

## અરણ્ય રસ્તો

**ભર્થહરી—**

અરે ઘણે દુર સુધી આવ્યો પણ હજુ શિકારની પ્રાપ્તિ થઇ નહી, ઉધસતી બની પ્રિયા બહુજ આનાકાની કરતી હતી છતાં ન માન્યું તો કામ સુધર્યુંજ નહી તેમ પરમ પ્યારીનો વિયોગ એક ક્ષણ માત્ર કલ્પ સમવિત સમજું છું ત્રણુસેં સાઠને જેની પાસે તૃણ માત્ર ગણું છું તેનો મેં આજે આખો દિવસ વિયોગ વેઠયો તે મારી ઓછી બુદ્ધિ ત્યારેનો. દેવોને પણ દુર્લભ એવું અમુલ્ય રંભા રત્ન પ્રાપ્ત થયું છે. અહા શી તેની લાવણ્યાતા શું ચાતુર્યતા કેવી મીઠી કોકિલ સમ મધુ વાણી કે કેવા હાવ ભાવ જેના વિષે મારૂં તન મન ધન સર્વસ્ત સમાયેલું છે સંસારમાં બીજું સર્વ સુખ સુંદરીના સહવાસ વિના વ્યર્થા છે પુર્ણ ભાગ્યશાળી હોય તેજ તે સુખનો ભોકતા થાય છે.

### સીંહાનો કનરો.

કામ વિલાસી, ને અભિલાષી, પૂર્ણ પ્યાસી વિના સર્વ વૃથા છે
સ્વરૂપ ધારી, નહીં ત્યાં નારી, જીવિત અકારી તે જન તદા છે. કામ
શૃંગાર ધરતી, ચિતતો હરતી મન રીઝવતી તે પવીત્ર સદા છે. કામ
મુગ્ધાકુમારી નથી ત્યાં નારી તે નર નિષ્ફળ ધરાતો થયા છે. કામ

(અરે પણ પછવાડે કોણ દોડતું આવે છે)

**નરપતશરમા—**

માળવપતિ મહારાજાનો સદા જય થાઓ જય થાઓ મહારાજ એક વિનતિ છે તે શ્રવણ કરો (અમરફળઆપી) તે એજ કે મને આ ફળ અમરફળ જગતદંબા અંબિકા દેવીથી પ્રાપ્ત થએલું છે. તે ફળ

આપ રાજેંદ્રને ભેટ મૂકું છું તેનું આપ મહારાજા પ્રાસન કરી અમર થાઓ અને અહોનિશ સત કીર્તીને પામી પ્રજાનું અચ્છી રીતેથી પાલન કરો એવી મારી આશિષ છે.

**ભર્થહરી—**

નહિ મહારાજા આપજ તે ફળ ખાઇ અમર થાઓ તો કેમ ?

**નરપતશારમા—**

રાજેંદ્ર હું તે ફળ ખાઇને શું કરૂં મુળ દરિદ્રતાતો ભોગવું છું તેમાં વળી અમર થઈ કયાં ઘરે ઘરે ભટકું.

**ભર્થહરી**—તમારૂં દરિદ્ર કાપું તો કેમ

**નરપતશારમા—**

તો પણ મારે અમર થઈ શું કરવું છે ? હું આ દુનીઆમાં મિથ્યા અમર થઈ શું સુક્રત્ય કરવાનો હતો ? આપ મહારાજા અવિચળ થાઓ તો દેશ હિતકારી કામતો સદા થયા કરે અને પ્રજા પણ આનંદમાં વર્તે વળી દેવીને પણ હુકમ આપનેજ ભેટ કરવાનો છે તો હું ગરિબ બ્રાહ્મણની ભેટ આપ ખુશાલીથી સ્વીકારી મને ઉપકારી કરશો.

**ભર્થહરી—**

મહારાજ કંઇ ના નથી તમારો અતિશે આગ્રહ હોય તો ખુશીથી તેનો સ્વીકાર કરૂં છું તે ભેટની બક્ષિસ દાખલ અણુમાત્ર તરીખે હું અહીંથીજ મેં પહેરેલાં હીરા મુકતાના અમુલ્ય દાગીના તમને સુપ્રત કરૂં છું તથા દસલક્ષ સુના મહોરની ચીઠી લખી આપું છું, તે શીકરાવી ખજાનચી પાસેથી નાણું લેઇ લેજો આવી હલકી બક્ષિસનો આપ બ્રહ્મશ્રી સ્વીકાર કરી હું શેવકને સદા આશીરવાદ આપશો એમ આશા છે.

**નરપતશરમા—**

રાજેંદ્ર દસ લક્ષ સુના મહોરો બસ છે મારે શૃંગારો નહિ ઉતારો તેમ કરવું તે વ્યાજબી ગણાય નહિ.

**ભર્થહરી—**

રૂષીવર બ્રાહ્મણુતો શું પણ હરકોઇને આપવાનો સ્વકલંપ કર્યો તે કદી પાછું ગ્રહણ કરતો નથી માટે ખુશીથી તેનો સ્વીકાર કરો.

**નરપતશામરા—**જેવી માળવપતિની ઇચ્છા.

### વહાલો પ્રિતમ વરવો હો શાણી સખી-એ રાહ.

પ્રભુ આવે સુખ ભારી, હો માળવરાજા
સંપતિ અતિશે ભૂપતિ પામો, વામો કષ્ટકારી. હો માળવ
દિન દિન ચડતી કળાતો રાખે, દાખે સત્ય મોરારી. હો માળવ
અમર થઇને અવિચળ પામો, રિદ્ધિ સિદ્ધિ પ્રીતિ ધારી. હો માળવ
પુત્ર પ્રજા તમ આશિષ આપે, રામ રાજ્ય સુખકારી. હો માળવ.
ચડતી કળા સદા રાય તુમારી, બાણું લક્ષ અધિકારી. હો માળવ
નવે ખંડમાં તો નામના તારી, પ્રભુજી દયો પ્રસરાવી. હો માળવ
મનુ સમૃતિ નીતિમાં પ્રીતિ, ગુણુ ગીતા થાય સારી. હો માળવ

નૃપતિશ્વર તમારૂં રાજ્ય અમર તપો માળવ મહારાજાને મહાકાળેશ્વર સદા જય રાખે. (ગયા બાદ)

### કયારે કરશે મળી દિલ શાન્ત પ્રિયા હવે મારી-એ રાહ

**ભર્થહરી—**

પ્રભુ ફળ આપ્યું મુને આજ અતી સુખ કારી
કરી કૃપા અતી ગુણુ જાજ દાસતો ધારી
કીધાં સુક્રિત સરવે કાજ જન્મ સુધારી
પ્રાસન કરવું કે કરવું ના વિચાર છે ભારી પ્રભુ

અમર થઇને જગતની માંહ એકીલું શું રહેવું
સુખ દુઃખતો કોની પાસ પ્યારી વિના કહેવું
રતી વિલાસનું તો સુખ કોની સંગ લેવું
જન્મ વૃથા ગણુંછું સદાય રે વિણ પ્યારીરે પ્રભુ
પ્યારી સંગ વિના નિશદિન દુઃખ તો પામું
તેની વીણ રાજ્યનું સુખ સર્વે નકામું
મુગ્ધાનો જો થાય વિયોગ દુખમાં બમું પ્રભુ
સુપ્રત કરી પ્રિયાને ફળ અમરતો કરવી
અંગતણું ચાહીને સુખ પીડતો હરવી
નિશદિન સુખની માંહ મોજમજા કરવી પ્રભુ

હા ખરેખર તે મુગ્ધા વિણ જીવવું તે તદન વૃથા છે ખરે તેજ વિચાર અમુલ્ય છે માટે તેમજ કરૂં

(રથ નજરે પડે છે)

અરે આવો અનુપમ રથ આવા અઘોર અરણ્યમાં કોનો હશે કોઇ રાજ્યવંશી હોય એમ અનુમાન થાય છે ( કપટકળાને ભાળી )

કપટકળા તું અહીં ક્યાંથી શું તારી બાઇ આટલી વાર પણ ધીરજ ના ખમી શકયા તેઓ સાથે છે કે કેમ ?

**કપટકળા—**

મહારાજા મારી બાઇ તો સાથે નથી પણ એક અતિશે વિપ્રીત કાર્ય બન્યું છે તેથી અંહી આવવાની જરૂર પડી છે ઇશ્વર કૃપાથી મારી બાઇનો ધર્મ રહ્યો છે કરતા હરતા તો આત્મા પણ મેં અતિશે ધિરજ તથા શિખામણ આપી ત્યારે સાહસિક કર્મ કરતાં અટક્યા લ્યો આ પત્ર મુને આપ્યો છે તે વાંચી આપ માહીતગાર થાઓ.

**ભર્થહરી—**દાસી પણ એવું શું વિપ્રીત બન્યું છે કહેતો ખરી.

**કપટકળા**—વાંચીને પૂછે.

**ભર્થહરી**—

સર્વ કળા સંપન્ન ગુણ નિધાન માળવપતિ મહારાજાની પવિત્ર શેવામાં શ્રી. આપના ચરણ કમળની દાસી પીંગળારાણીના પ્રણામ સ્વીકારશો બાદ પ્યારા પ્રભુ આપ જે વખત અરણ્ય તરફ પધારતા હતા તે વખત મેં ઘણી આનાકાની કરી પરંતુ તે વખત આપ પ્રિતમેશ્વરે જરાપણ ધ્યાન આપ્યું નહિ આપ દિનદાસીનો અનાદાર કરી ચાલ્યા ગયા તેતો ઠીક પુરતી રીતે તપાસતાં માલમ પડે છે કે આપ તરછોડી ચાલ્યા ગયા તેથીજ આવા વિપ્રિત કાર્યને બનવા વખત મળ્યો છે જેવી તેવી વાત હોત તો જણાવત પણ નહિ પણ હવે આ સંસારમાં રહેવું તે ભારે થઇ પડયું છે હું તો આત્મહત્યાજ કરત પણ દાસીએ બહુધા ધીરજ આપી તેથીજ અત્યાર સુધી મારો દુઃખી આત્મા ટકી રહ્યો છે સર્વ સંસાર શોકાસ્થિતિમાં સ્મશાનવત્ ભાસે છે હાય હાય પ્રભુ તેં મારા પતિવ્રત ધર્મ તરફ જરાપણ નજર કરી નહિ અરે હું તે શું લખુ લખતાં ચિત્ત ચિરાઇ જાય છે કાળજે કારી કટારીનો ઘા વાગ્યો છે.

## સૈયર દુઃખશું દાખવું.

શું લખું વાત વિસ્તારીને, લખતાં દિલ અકળાય.
જીવવાથી મરવું ભલું, મન અતિશે મુંઝાય. શું.
પ્રભુ પધાર્યાંથા જ્યારથી, રમવા કાજ શિકાર.
અપશુકનનો ભાસતો, થયો તો તેનીવાર. શું.
પ્રભુ પુજનમાં બેઠી હતી, જપતી આપનું નામ.
દિયર વિક્રમા ભ્રાતજી, આવ્યા તેહતો ઠામ. શું.

હરનિશ તેઓ આવતા, જાણી બાળક સમ.
આવવા દીધા મેં પાસતો. મતી થઇ તેની ગુમ. શુ.
ચકચુર બની તેણે કામમાં, કહ્યાં કડવા વચન.
સમજાવ્યા સમજે નહિ, થયા ક્રુર તદ્દન શું.
આબરૂ મારી પાડવા, કર્યો તેણે વિચાર.
તરત બુદ્ધિની ટેવથી, દઇ દિધા મેં બાર. શુ.
સાર સઘળા સમજો પ્રભુ, દુઃખ પડયું છે શીર.
માટે વહેલાતો પધારજો, રહેતી નથી હવે ધીર. શું.

**ભર્થૃહરી**—શું દાસી આ સઘળી ખરી વાત છે?

**કપટકળા**—ત્યારે ખોટી હોય એમ આપને વિશ્વાસ આવે છે કે

**ભર્થૃહરી**—વિક્રમે પણ ભૂલ ખાધી કે શું.

**કપટકળા**—હા મહારાજ હોય હજુ તેઓ બાળક છે માટે વહેલા પ ધારો તો સારૂ.

**ભર્થૃહરી**—

અરે એમ હોયતો બાળક શાનો ખરેખર તે દુષ્ટે ભૂલ ખાધી જ હશે કારણ પ્રિયાનું સ્વરૂપ ઓછું નથી મોટા મુનિવરો પણ ભુલ ખાય અરે એ દુષ્ટને મેં પાળી પોસી મોટો કર્યો તેનું ફળ ઠીક મળ્યું છે એવા નિમકહરામી કામાંધીને તો આ પૃથ્વીપરથી ઓછા કરવા એજ ઘટાર્થ છે.

**કપટકળા**—મહારાજા થનાર કાળે થઇ રહે છે ભૂલ છે તે માણસને માટે.

**ભર્થૃહરી**—

ભૂલ આવે પણ આવી કે? ત્યારે તો પછી સતીઓનાં સત્ય કેમ સચવાશે.

## નીકલ તું પાપી દુષ્ટ અહીંથી.

ગરદન મરદન કરવું મારે, તેનું આજ જરૂર
ફ્રત જોઇને ઝાળ ઉઠે છે, શું તેનો મગદુર
કાપી કટકા કરવા તેનાઃ દયા નહિ જરા ઉર
મારૂં ઠાર, કાઢું પાર, રહ્યો નથી તે મારો ભ્રાત
ઝપટ કરૂં તેને ચકચુર, ગરદન

**કુપટકળા**—મહારાજા એટલો બધો બાળકપર રોસ હોય નહિ.

**ભર્થૃહરી**—

અરે શું બાળક હોય તો તેવા નીચ પ્રસંગે પગલું ભરે ખરો કે પરમાર કુળની લાજથી જીવતો છોડી મૂકીશ પણ દેશપારતો અવસ્ય કરવોજ.

**કુપટકળા**—

ઠીક છે મહારાજા પણ હવે રંગ મહેલમાં તાકીદથી પધારો તો સારૂં નહિં તો મારી બાઈ નક્કી આત્મ હત્યા કરશે.

**ભર્થૃહરી**—ચાલ ત્યારે તાકીદથી પણ આ શું સંભળાય છે.

**આકાશવાંણી**—

અરે ભર્થૃહરી તું એકદમ વગર તપાસે સાંહસ કર્મ નહિ કર ત્રિયા બંધન માંહે પુરો બંધાઈ ગયો છે ધર્મ ધ્યાન પણ ચુકી ગયો મહાકાળેશ્વરની પ્રતિ માસે ત્રણ દિવસ સુધી એક સ્થાનકે બેસી પ્રાર્થના પુંજા કરતો તે તદન ચૂકી ગયો છે ત્રિયા ફાંસામાં ખરેખરો ફસાણો છો પણ મુંઢમતિ જે કાંઈ કાર્ય કર તે વિચારીને કર કે જેથી પાછળથી પસ્તાવાપણું રહે નહિ.

**ભર્થૃહરી**—

વચારે ભાવાર્થ નહિ સમજતાં ચકિતપણે ખરેખર તે ભુલ મારામાં

મોટી આવી છે દાસી હું તારી બાઇને પત્ર લખી આપું છું તે વંચાવી ધિરજ આપજે કારણ મારે ત્રણ દિવસ સુધી. મહાકાળેશ્વરની સેવામાં રહેવાનું છે જે દિવસથી તું તથા તારી બાઈ આવ્યાં છો ત્યારથી સ્તુતિ ગૃહમાં તો મારાથી જવાણું પણ નથી. તે બાબતનો આજે સાક્ષાત ઇશ્વરી ઠપકો મળ્યોછે વિક્રમ વિષે પણ પુરતો બંદોબસ્ત કરીશ લે આ એક અમુલ્ય વસ્તુ પ્રાપ્ત થઇ છે તેનું તારી બાઇને પ્રાસન કરાવજે પત્રમાં તે બાબત લખુંછું અને તને મુખેથી પણ કહુંછું કે કદાપી મારી વિના ફળ પ્રાસન ન કરેતો આગ્રહ પૂર્વક કરાવજે તથા જરાપણ મુઝાવા દઇશ નહિ.

**કપટકળા**—મારી બાઈ એકલાં નહિ પ્રાસન કરે તો.

**ભર્થહરી**—

તું તારે લઇ જાને એમાં એવો ગુણ છે કે જે નર યા નારી ખાવે તે અમર થઇ જાવે માટે જરૂર ખવરાવજે.

**કપટકળા**—ઠીક છે મહારાજા પણ વહેલા પધારજો.

**ભર્થહરી**—

હું બરાબર ત્રણ દિવસે આવીશ તારી બાઇને જરાપણ મુંઝાવા દઇશમાં લે અહીંથી પરબારોજ મહાકાળેશ્વર જાઉંછું.

**કપટકળા**—પધારો મહારાજા.

## ( દ્વીતીય અંક સમાપ્ત. )



# અંક ત્રીજો.

## પાત્ર વર્ગ.

**ભર્થૃહરી**—માળવદેશનો રાજા.
**વિક્રમ**—ભર્થૃહરીનો નાનો ભાઇ.
**ચંદ્રકળા**—વિક્રમની રાણી.
**પાર્વતી**—તેની દાસી
**કપટકળા**—પિંગલાની દાસી.

**સોમચંદ**—
**દીપચંદ**—
**નઠોરચંદ**— ઉજ્જનના વાણિઆ.
**ખુશાલચંદ**—
**કરમચંદ**—

**પુનો**—
**કાવલો**— પરદેશી કોળી.

**પંથીરામ**—એક પરદેશી બ્રાહ્મણ.
**નર્મદા**—તેની દીકરી.
**ઉસ્એક**—ઉજ્જનનો પોલિસ જમાદાર..
**મદનપાળ**—અશ્વ રક્ષક પીંગળાનો યાર.
**પિંગલા**—ભર્થૃહરીની રાણી.
**ચંપકકળા**—ઉજ્જનની પ્રખ્યાત નાયકા.
**શેરસીંહ**—જનાનાની દેખરેખ રાખનાર જમાદાર.

સિવાય સિપાઇ, ચોપદાર, ઇત્યાદી.

# પ્રવેશ પેહેલો—વિક્રમનો મેહેલ.

**વિક્રમ—**

( સ્વગત ) હા પ્રભુ તારી ગતી ન્યારી છે અરે પરમાર જેવા પવિત્ર કુળને એબ લગાડવા તે દુષ્ટ ભાર્યા ક્યાંથી આવી ? મહારાજા તો તદ્દન તેનામાં લિન બની ગયા છે માળવ દેશનો સૂર્ય અસ્ત દશાએ પંહોચવો હોય તેમ સંભવે છે નહિતો આવા પૂન્યશાળીને નામિચા વંશમાં તેવા કુલટા ક્યાંથી આવે? બનવા કાળે બની રહે છે ભાવી કદી મિથ્યા થતું નથી નીચ દારી મને કેવી રીતે ફાંસામાં ફસાવી તેડી ગઈ તેની હીલચાલતો મેં આવી ત્યારથીજ પરીક્ષા કરી લીધી છે પણ આવી ખબર નહોતી કે આમજ થાશે હવે માળવામાં રહેવું ઉચિત લાગતું નથી ડાબું અંગ બે દિવસથી ફરકે છે ફળ તો મળી રહ્યું છે પણ હજુ આવતું નથી તો શું આવવાનું હશે તેની માલુમ પડતી નથી ઠીક પરમેશ્વર ખુશીમાં આવે તેમ કર તારી ગતિ વિચિત્ર છે.

**અચાનક આશો કોપ કીધોરે કીરતાર, એ રાહ**

અતુલ્ય તે આશો કોપ માળવની પરે
પરમાર માંહે એવી ક્યાંથી રાણી નીચ
સર્વોપરિ કુળ પરમારનું ગણાય
એની માંહે આવી નીચ રાણીઓ તો થાય
ત્યારે કેમ કરી રહેશે પ્રભુ હવે ધર્મ
ચુકાયો છે ખરો હવે ક્ષત્રી માંહે ધર્મ
કળિયુગે વાસ પૃથ્વી માંહે તો કર્યો
પરમાર હજુ સુધી શુદ્ધ તો રહ્યો

પણ પ્રભુ હવે રહેવો અતી છે કઠણ
જ્યારે આવી રાણી આવી નીચ બુદ્ધિ હિન
માળવાનો સૂર્ય અસ્ત થવાનો નક્કી
એવી આજથી લાગે છે મુજને વક્કી
નહિતો અધર્મ આવો ક્યાં થકીરે થાય
નભ મેરૂ પૃથ્વી નિશ્ચે રસાતાળ જાય
ક્ષત્રી તણી ટેકો જગ મધ્યે ના રહી
અકૃત્ય ધારણા પ્રભુ પ્રસરી તો ગઇ
ધર્મ બિજ જગ માંહે રહેવું તો નથી
નિશ્ચે મુજ મન કહેછે કથીરે કથી

**ચંદ્રકળા—**

પ્રવેશ કરી, પ્રાણનાથ આપ આજ બે દિવસ થયાં મોટા સોચનિય સાગરમાં ડુબ્યા હો એમ આપની મુખ મુદ્રા સુચવે છે કારણ ગમે તે હોય પણ નકકી કોઇ પ્રકારનો સોચ છે એમાં તો જરાપણ સંદેહ નહિ નહિતો કોઇ દિવસ આમ ઉદાસી હોતા નથી.

**વિક્રમ**—પ્રિયા કંઇ નહીં તે બાબત તારે જાણવાની જરૂર પણ નથી.

**ચંદ્રકળા—**

પ્રાણેશ્વર જરૂર કેમ નથી? સ્ત્રી માત્રનો ધર્મ છે કે પતિના દુખથી વિદિત થઇ દુખમાં વિભાગી રહેવું તો આપ કૃપાનાથ દિન દાસીને તે બાબતથી વાકેફ કરશો તો હું મારાથી બનતી મદદ કરીશ શું આપના વડિલ ભ્રાતાએ આપનો તિરસ્કારતો કર્યો નથી? એમ હોયતો કાંઇ મુંજાવું નહિ મારા પિતાશ્રીનું રાજ્ય તમારૂંજ સમજી લ્યો.

**વિક્રમ—**

પ્રિયા હજુ થયો નથી પણ થશે ખરો એમાં સદેહ નહિ કારણ ત્રિયા અંધિત નર સારૂનરસું જરા પણ વિચારતો નથી.

**ચંદ્રકળા—**

પણ બાબત શી છે તેતો કહો કદાપી તિરસ્કાર થાય તોપણ શું થઈ ગયું.

**વિક્રમ—**

તિરસ્કાર થતાં શું થઈ ગયું તેની મને હરકત નથી હરકત ફક્ત એટલી કે હું તદન નિરઅપરાધી તેને માથે જુઠો આરોપ અને બીજું તો માળવી પ્રજાનું શું થશે તેનો વિચાર કરૂં છું વડિલ ભ્રાતા તદન કપટી પિંગળાના પાપી પંઝામાં પુરેપુરા સપડાયા છે હવે મને ખાત્રી થઇ ચૂકી છે કે માળવાની ગાદી જાજા વર્ષ ટકશે નહિ.

**ચંદ્રકળા—**

મહારાજા તો તેમાં લિન બન્યા છે તેતો એક બાજુપર પણ મારે બોલવું તો વ્યાજબી ગણાય નહિ કારણ આપના વડિલ ભ્રાતા તે મારા પિતા તુલ્ય તથા તેમનાં રાણી માતા તુલ્ય કહેવાય પણ જ્યારે સહન થતું નથી અને મગજ તેવા નિષ્ટ વાતો સાંભળી તદન ફરી ગયો છે ત્યારેજ આપની પાસેજ કહું છું પિંગલા રાણીએ કુત્રાત કરવામાં બાકી રાખી નથી, એવા ખરેખરા સમાચાર મળ્યા છે તે સાથે દાણીઆને તેડતી આવી છે તેનું કારણ એ બેઉને બચપણથી અરસ્પરસ યારી બંધાએલી છે માહારાજા તો કંઇ લાંબી નજરથી તપાસતાજ નથી બિચારી ત્રણસો સાઠના નિસાસા તે દુષ્ટ રંડા લે છે તો પણ તે ચંડાળણીને શાન્તિ નહિ પામતા કુકૃત્યમાં બાકી રાખતા નથી.

**વિક્રમ**—પ્રિયા તમારૂં કહેવું વાસ્તવિક છે અને એમજ હોવું જોઇએ.

**ચંદ્રકળા—**

પણ આપને એવો શું પ્રસંગ મળ્યો છે મારા સોગન સાચેસા સું ના કહોતો શું મારો વિશ્વાસ આવતો નથી ?

**વિક્રમ—**

સ્ત્રીનો વિશ્વાસ ક્યો પણ તને તે બાબત લાગુ પડે તેમ નથી કારણ સર્વ સ્ત્રીઓ સરખી હોતી નથી.

**ચંદ્રકળા—**

જો વિશ્વાસ ન આવે તો થયું મારામાં એવી સત્તા નથી કે આપની પાસે પરાણે કહેરાવી શકું.

**વિક્રમ—**

પ્રિયા તમે શીદ રીસ ચડાવો છો તમે પિંગલા માંહેલા નથી કે તમને કહેવામાં બાધ આવે તમેતો સતીની પંક્તિમાં ખપો તેવા છો એમ ઘણાં કારણથી સિદ્ધ કર્યું છે અને તેથીજ ન કહેવાની વાતો પણ તમારાથી ગુપ્ત રાખતો નથી ઠીક છે ત્યારે બનેલી બીના શ્રવણ કરો.

**બનજારો.**

સુણ પ્રાણ પ્રિયા તું મારી, જે વાત બની દુખકારી
હતો શિવ પુજનની માંહે, દાસી તેડવા આવી ત્યાંહે
કપટકળાએ કપટ કર્યું ભારી, જે વાત બની દુખકારી
ચાલો મહારાજ તમને બોલાવે, કહ્યું છે કે અચુકતો આવે,
મેં વાત સત્ય દિલ ધારી, જે વાત બની દુખકારી;
પુર્ણ થયું છે જ્યારે પુજન, મહેલે ગયો દાસીની સંગરે
ભ્રાત મળે નહિ તે વારી, જે વાત બની દુખકારી
રાણી પિંગલાને મેં પૂછ્યું, માતુ બોલાવા કારણ શું છે;
તવ બોલી તે દુષ્ટ નારી, જે વાત બની દુખકારી
કામ ક્રિડા મુજ સંગ કરોને, કામ પરિતાપતો રે હરોને
ક્રોધ વ્યાપો મને તવ ભારી, જે વાત બની દુખકારી

પુત્ર ભાવે અતી સમજાવી, મુજ વાત દિલ ના ઉતારી;
ફક્ત કામ તણી તે યારી, જે વાત બની દુખકારી
પછી કર્યો મેં તિરસ્કાર, કહ્યાં કટુ વચન અપાર;
ચાલી નિકળ્યો ત્યાંથી તે વારી, જે વાત બની દુખકારી

**ચંદ્રકળા—**

પ્યારા હવે બનનાર વાતતો બની ગઈ પણ તેથી શું થયું ઇશ્વરે તમારૂં સત્ય સાચવ્યું તો બસ, બાવળીના વૃક્ષે કેરીની આશા ક્યાંથી હોય? તેવાં વ્યભિચારિણીના વિચારો સારા હોયજ ક્યાંથી? તેનો સોચ કરી શામાટે આત્માને બાળો છો ? થનાર હતું તે થઇ રહ્યું.

**વિક્રમ—**હજુ તે દુષ્ટાને તેટલેથી શાન્તિ વળશે નહી શું આમાંથી પરિણામ આવશે તે કહી શકાતું નથી.

(સિપાઇ પ્રવેશ કરે છે)

**સિપાઇ—**

મહારાજશ્રી મહાકાળેશ્વરથી ભર્થહરી મહારાજાએ આપને માટે દેશવટાનો પોષાક તથા આ પત્ર મોકલાવ્યો છે મોઢેથી કહ્યું છે કે ખરો પરમારવંશી હોય તો જરાવાર પણ ઉજ્જનમાં ઉભો રહે નહિ.

(એટલું કહી વહ્યો જાય છે)

**ચંદ્રકળા—**હર હર શંકર હાય પ્રભુ આ શું ગજબ !

**વિક્રમ—**

પ્રિયા ધિરજ ધર થવાનું હોય તે થઈ રહે છે ને માણસ ત્રિયા બંધની માંહે પુરો સપડાયો છે તેને સારા નરસાની જરા ખબર પડતી નથી નક્કી સમજ કે હવે માળવાનો સૂર્ય અસ્ત પામ્યો અને તે દુષ્ટાના પાપનો ઘડો ભરાઇ ચૂક્યો. સાંભળ પત્રમાં શું લખેછે,—વિક્રમ ! આ પત્રથી માહીતગાર થઈ ફરી તું તારૂં શ્યામ મુખ બતા-

વિશમાં તેં પરમાર વંશને મોટી ખોટ બેસાડી છે મેં દુધ પાઇને સ-
ર્પ ઉછેર્યો તે મનેજ ડસ્યો રાજ્ય સ્નેહ આવો હોતો નથી છતાં તા-
રીપર વિશ્વાસ રાખ્યો તો તેનું ફળ તેં સારૂં આપ્યું છે. આવા
અનીતિ પ્રસંગે પગલું ભરતાં તેં જરાપણ આંચકો ખાધો નહિ તેં
જનુનીના નામને ખરેખરી ખોટ બેસાડી છે હવે તું માળવાને ભાર
રૂપે છે તો સત્વર તારૂં શ્વામ મુખ અહીંથી અદ્રશ્ય કરજે વારંવાર
લખતાં ક્રોધ વૃદ્ધિ થાય છે તું જેવાને દુનીઆ ઉપરથી પારપતજ
કરવા જોઇએ પણ ભ્રાતસ્નેહ છોડી મુકું છું. જો પ્રાણ આશા રા-
ખતો હોતો હવે ઉજ્જનનું પાણી પીવા ક્ષણવાર પણ ઉભો રહીશ નહિ
ધિક્કાર તે કેટલો આપું જેટલો આપું તેટલો થોડો છે,

**ક્ષત્રી કલંક**

ધિક ધિક તુને છે ભ્રાત, શરમ જરા ન આવીરે
ધિક ધિક લજવી છે કુળજાત શરમ૦
આવું કરતાં તને કાળું કૃત્ય શરમ૦
છોડી દિધું દુષ્ટ તેં તો તારૂં સત્ય શરમ૦
કામ અંધ માંહે થયો ચકચુર શરમ૦
કામે કુર થયું દુષ્ટ તારૂં ઉર શરમ૦
મુજ પ્યારી જે અતિશે પવિત્ર શરમ૦
તેમાં ખેંચ્યું તેં તો તારૂં દુષ્ટ ચિત્ત શરમ૦
મુજ દેશમાં ઘડી ના રહીશ શરમ૦
તારૂં મુખ ફરી નહિ બતાવિશ શરમ૦

જેટલું લખું તેટલું થોડુંજ છે માટે સત્વર માળવ ભૂમીમાંથી
વહ્યો જજે હું ત્રણ દિવસ મહાકાળેશ્વર મંદિરમાં છું તેમાંથી પરવા-
રી રહેતાં તારૂં કાળું મુખ મારી નજરે આવ્યું તો કોટાનકોટી કટકા
કરી નાંખીશ.

**વિક્રમ—**

પ્રભુ હવે નક્કી થયું છે કે માળવ દેશની હિણ્યતા પૂરેપુરી બેઠી છે પ્રિયા તે બાબત શોચ વૃથા છે પરમ પ્રભુ જ્યારે પાપનો ઘડો ફોડે ત્યારે ખરા પણ અત્યારે તો તારો તથા માળવભૂમીનો ત્યાગ કરી ચાલ્યો જાઉં છું.

**ચંદ્રકળા—**

પ્યારા એ શું બોલ્યા મારો ત્યાગ, એમતો કદી થવાનું નથી, મારા પિતાશ્રીનું રાજ્ય આપનુંજ સમજો તો અરણ્યની શી જરૂર છે.

**વિક્રમ—**

પ્રિયા સ્વસુર પક્ષમાં રહું એમ કદી આશા રાખશો નહિ, તમારે ત્યાં જાવું હોય તો ખુશીથી જાઓ પણ હું સાથે આવનાર નથી.

**ચંદ્રકળા—**

પ્રાણેશ્વર એ શું બોલ્યા હું ત્યાં ને આપ અરણ્ય એમતો કદી નહિ.

**વિક્રમ—**

સુંદરી જેટલો હઠ કરો તેટલો વૃથા છે એમ કદી ના બને ખુશીથી તમારા પિયર સિધાવો.

**ચંદ્રકળા—ગીરધારીરે વાત કહું તે વિચારો.**

પ્યારા મારારે તરછોડો નહિ પ્યારી, કદી જુદી નથી હું થનારી
શરણનીરે દાસી છું નાથ તમારી, ઘડી અળગી નવ રહેનારી
પ્રભુ એકલી નવ રહે દાસીરે, છું દર્શની પૂર્ણ પ્યાસીરે
સ્તુતિ ગાઉં તમારી ખાસીરે, પૂર્ણ પ્યારારે પ્રિતમ લેજો સ્વીકારી,કદી જુદી

**વિક્રમ—** સુંદર સ્વામારે વાત કાંઇ તો વિચારો
તેથી તોલ ઘટેરે અમારો

મુગ્ધા નારીરે એમ કદી ના થનારૂં
કોટી વાતે નથી બનનારૂં
રણ અતિશે છે ભય કારીરે
તમને ગોડે નવ ત્યાં પ્યારીરે
શોભો અરણ્યમાં નહિ નારીરે
મમ વચનોરે કાન્તા તો દિલે ઉતારો. તેથી

**ચંદ્રકળા**—એશું બોલ્યારે પ્યારા તમેતોરે સ્વામી
લળી લળી નમુંછું શીશ નામી
પ્રિતમ મારારે દાસીને દુખી કરોમાં
ચિતા માંહે પિયુતો ધરોમાં
શોભે પ્રાણ વિભુ સાથે પ્યારીરે
નાથ બિનાની નાર અકારીરે
દિલે વાગે છે બાણ કટારીરે
વન માંહેરે સાથે રહું સુખ પામી. લળી લળી

**વિક્રમ**—કામ કદળીરે વન દુખો ના સહેવાયે
નવ વનમાં તમથી રેવાયે
ભયંકરરે વનની હોવે ઝાડી
ઘણાં હોયે પશુ ત્યાં અનાડી
નવ મંદિર મેહેલતો ત્યાંહેરે
સુવસ્ત્રો મળે નવ ક્યાંહેરે
સૌ સાહિત્ય મળે ના લગારેરે
ભયકારીરે પક્ષીના નાદ સુણાયે. નવ વનમાં

**ચંદ્રકળા**—પ્રિતમજીરે વિયોગ દુખ છે કારી
સહી શકે ના દારા તમારી

બીજુ થાય ન રે દુખ મને તો પ્યારા
નિત્ય પામું જો દર્શ તમારા
વન શહેરની સમતો ગણુશુરે
વૃક્ષ ઓથો દાસદિલ ધરશુંરે
આશ્રમ સ્થાનક મહેલમાં કરશુરે
વન ઝાડીરે બાગની સમ ગણુનારી. રહી શકે
સુંદર સ્વામિરે પ્યારા પ્રિતમ છો મારા
તરછોડોમા નેનના તારા
હું છું રે રંક તો દાસી તમારી;
તરછોડો નહિ પ્રિયા નારી,
સાથે સુખ દુખ સ્વામિ સહેશું રે:
પડશું દુખ તે અંગ પર ધરશું રે;
એકલા જાઓરે તવ સોગન છે મારા. તરછોડો.

**વિક્રમ—**

પ્રિયા તમે ગમે તેમ કરશો તો પણ હું કદી સાથે તેડી જવાનો નથી સમજુ છો છતાં આમ કરો તે અયોગ્ય

**પ્રિતમેશ્વર—**

ત્યારે શું પ્યારીને આમ તરછોડવી એ આપને લાજમ છે આપ દયાળુ છો છતાં શાને કઠોર થાઓ છો ( બાથ ભીડી ) પ્રિતમ ગમે તેમ કહો તોપણ સાથે આવ્યા વગર રહેનાર નથી.

**ગાયન**

**વિક્રમ—**ધિરજ પ્રિયા તું ધાર, કદી તે ન થનાર;
શાને હામ તું હાર, કામરે કદગી,
દુઃખ છેરે અપાર, રણુની તો મંઝી. ધિરજ૦

સાથે પ્રિયા ન અવાય, તેથી દુખતો થાય;
સકોમળ છે કાય, પ્રિયા તારી અતી;
શાન દુખ ના વેઠાય, માટે રે તું અંહી. ધિર૦
મુજથી ના રેવાય, જનુનિ તો લજાય;
ઘડી વિશ્રામ થાય, મુજથી ના હવે;
પ્રિયા લાગે છે લાય, પણ ઉપાય નહિ. ધિર૦

પ્રિયા જેટલો હઠ કરો તેટલો વૃથા છે તું નક્કી સમજ કે તેમ બનવું બહુ કઠિણ છે વળી સિદ્ધિથી કહું છું કે છ માસ પુરાં વિયોગના વેહવા નહિ પડે તેટલા વખતમાં તો ત્રિયા બંધિત વડીલ ભ્રાતા તે પાપીણીના પાપથી થશે ખરા. પ્રિયા જો ખરો પતિવ્રતા ધર્મ તથા ખરી રીતે મારા સોગન પાળતી હોતો મારી આજ્ઞાનું ઉથાપન નહિ કરતાં સાથે આવવાનું નામ લઇશ નહિ.

**ચંદ્રકળા—**

હર હર વિશ્વંભરા હાયરે વિભુ પિયુ આ શું વદ્યા મને કોઇ પણ જાતની બારી રેહેવા ન દીધી.

**વિક્રમ—**બસ પ્રિયા હવે રૂદન નહિ કર.

## તકદીર હમારે ઇદના.

છોડું છું પ્યારી ભૂમિ મારી આજ ઉજ્જની;
ભ્રાત હુકમ શીર તો ધારી આજ ઉજ્જની. છોડું.
હિત તારૂં મુજ થકી તો કાંઇ ના થયું;
ફિટકાર અહી વિદેશ વાટ જાઉં છું ઉજ્જની. છોડું.
અતુલ્ય કલંક પ્રભુ શીર મારે તો ધર્યું;
ત્યાગ કરી દુખ થકી તો જાઉં છું ઉજ્જની છોડું.
મમ પ્યારી શુદ્ધ જે નારી સોંપું છું તુને;
રક્ષણ સદા કરજે તેનું પ્યારી ઉજ્જની. છોડું.

કામી અંધ ભ્રાતના ચક્ષુ ઉઘાડજે;
જયકાર કરજે તેનો સદા તું ઉજજની. છોડું.

મારી પ્યારી ભૂમિ હવે પ્રણામ છે પ્રિયા ધિરજ રાખજે ઇશ્વર કૃપાથી સૌ સારૂં થઇ રહેશે.

**ચંદ્રકળા—** **સોરઠની ગોડી.**

શૂરવીર પિયુ વેલેરા વળજોરે, મમ અરજી તો ઉરમાં ધરજોરે;
ભ્રાત હુકમથી નાથ પધારો, પણ સત્વર દર્શ દેજોરે. મમ૦
નાથ વિયોગ બહુ દુઃખદાયક છે, સંયોગ ઇલાજ કરજોરે. મમ૦
પ્રિયા તમારી બહુ દુઃખ ધારી, વહેલા તો પાછા સંચરજોરે. મમ૦
રણ માંહેતો પ્રભુ તમારૂં, રક્ષણ નિશદિન કરજોરે. મમ૦
દુખણી થઇશ પ્રભુ તમ વિયોગે, દયા દિલમાં કંઈ ધરજોરે. મમ.

નાથ આ દિનદાસીને તરછોડી જતા રહોછો પણ જેમ બને તેમ વહેલા દર્શન આપજો અને શરીરનું નિશદિન રક્ષણ કરશો એવી મારી અલ્પ સ્તુતિ છે વિભુશ્વર સદા તમારો જય કરે.

**વિક્રમ—**પ્રિયા પ્રણામ છે મહાકાળેશ્વર સૌ સારા વાના કરશે.



# પ્રવેશ બીજો ( સ્થળ ) રસ્તો

**કપટકળા—**

હા! પ્રભુ યારીની રીતીતો ખરે જૂદીજ છે અમરફળ જેવી પણ વહાલી વસ્તુ યારથી વધારે ગણી નહિ ધન્ય છે તેની પ્રીતિને યારી બાંધવી તો તેનાં જેવીજ, અહા શું બાઇનું ચિત ચોંટી ગયું છે થોડો વખત જ્યારે વિક્રમપર પ્રીતિ લાગી ત્યારે ઘટાડયું હતું ખરૂં પણ જ્યારે તેને દેશવટો મળ્યો ત્યારે તો હતી તેથી પણ વધારે થઇ પ્ર-

તિદિન હવે તો વધવાનીજ કારણ જેની ખરી સખ્તી હતી તેતો ગયો મહારાજા તો બકરી માફક આપણે પણ ઠીક ફાવ્યા છીએ બાઇના રૂપની છે પણ અવધી મહારાજા પાસે માથું માંગે તો માથું પણ આપે એવી લાગી ગઈ છે બાઇને યાર સાથે એવી લાગી ઇશ્વરની ખુબીજ વિચિત્ર છે કેવાં અરસ્પરસ મન જોડી દીધાં છે.

## ગાયન.

યાર યાર યારી તણી રીતી છે વિચિત્ર
અરસ પરસ કેવી રીતે ચોંટી ગયા છે ચિત્ત. યાર૦
રાજન વશ કીધા છે બાઇ, જરા તો ગણે નવ જુદાઇ
બાઇનું તો ચોંટી ગયું છે અશ્વપાળે દિલ યાર૦
નૃપે ફળઅમર આ સોંપ્યું છે બાઇને તો હા
બાઇ એતો સુપ્રિત કીધું ગણી અતી અસીલ. યાર૦

પણ હવે તાકીદથી જાઉં ૭ માસથી તો ભેગા થયા નથી તેનો મિજાજ બહુ ફાટી ગયેલો છે તો આપણે માથે તો શું ગુજરશે નક્કી હાડકાંતો રંગાવાનાં પણ શુ કરવુ મેંજ હાથે કરી કીધું તેમાં કોઇનો શું દોષ હવે ઢીલ તો કરવી નહિ કારણ ગયા વગર છુટકારો તો નથીજ વળી એ કોરડા ખાઇ લેશું.



# પ્રવેશ ત્રીજો ઉજજનો ચોક

**સોમચંદ**—એલા ગજબ થયોડે દીપચંડીઆ

**દીપચંદ**—પણ વાટટો કડ શું હર્યું

**સોમચંદ**—ખબડ નઠી કે શું હાડા.

**દિપચંદ**—નાડે બાઇ ખબડ હોય તો શીડ પુછું.

**સોમચંદ**—બીજું વડી શું હકું ધડમધુડધડ મહાડાજા વિક્રમડને દે-
શવટો મડ્યો.

**દિપચંદ**—અડડ બાપડીઆ ઇટો ગજબ થયોડે.

**નઠોરચંદ**—શું હાડા એ માટે ગજબ ઠયો ઇ વાટટો હાંભડી કે
ગજબ ઠયો ગજબ ઠયોજ કડોછો.

**ખુશાલચંદ**—ઇટો વાટ હાંભડી એમાં શું હાંભડવીઠી એવું ટ હોય
ખડું કે વિક્રડમજીમાં એવી ભૂલ હોય ખડી કે ઇટો
મહાડાજાને રાંડે પૂડા ભડમાડયા છે.

**નઠોરચંદ**—માડો બેટા ખુશાલચંડીઓ કેવી વાટ કડે છે એ ડાણી
નું રુપ જોયું રુપ મોટા મોટા મુનિવડો પણ મોહીટ
ઠઈ જાય તો વિક્રડમજી ટ શું હિસાબમાં.

**દિપચંદ**—પણ મને હમજાડો તો ખડા.

**ખુશાલચંદ**—

શું ટાડા બાપનું કપાળ હમજાડે હાંભડતો નઠી હાડા એમ ઠા-
યજ ટેમ વિક્રમડીજી ભૂલ ખાય ખડા કે એમ કડી ના બને હોટે.

**નઠોરચંદ**—

માડો હાડો આ ભાડે હુશિયાડ ટેમ એમ ના બને ટાડે શું
દેહવટો અમડો ડીઢો હશે ટ મહાડાજ ઠાહેબ એવી ભૂલ ખાય ખડાકે.

**કરમચંદ**—

મહાડાજ ઠાહેબની બુઢી ઘણાં ડિવસઠી ફ્ડી ગઇ છે નવાં મહા
ડાણી આવ્યા ટારનાં કોઇ ડિવસ કચેડીમાં ટો આવટાજ નઠી પણ વિ
ક્રડમજીને દેશવટો ટેમ આપ્યો ટ ટો કહે.

**ખુશાલચંદ**—

હજી હાડા ખબડ ના પડી એક ડાણતો કીધું કે નવાં મહા

ડાણીએ કડાવ્યું માડી લાડીએ કેતું કડ્યું છે કે મારીઠા આઅકુ પાડી.

**કરમચંદ**—નાના એમટા કડી હોગ નહીં.

**સોમચંદ**—

હું પણ એમજ ઢાઉં છુંના. પણ માડા બેટા નડોડીઓ કોઈ વાટે હાચું માને નહિ ટાડે શું કડવું કે.

**નઠોરચંદ**—

માડા બેટા વડીઆ કરમચંડીઓ વચમાં ડાયલીનો ઠાવા આવ્યો તને ભાડે ખબર પ્રડેના.

**કરમચંદ**—

માડા બેટા કેવો બેટા કહીને ગાડ કાઢી લે છે હવે ફડી બોલ્યો ટો જોવા જેવી ઠાસે.

**નઠોરચંદ**—જોયા જેવી શું ઠાવી ઠી કડમચંડીઆ.

**કરમચંદ**—

ટાડે એકટો ગાડ ડેછે અને બીજું વિકડમજી જેવા ધડમધુડંધડ મહાડાજાને માડે એવો ખોટો આડોપ મુકે છે હાડા ટારોટા નડકમાં પણ ટયાંઇ છુટકાડો ઠાવો નડી.

**નઠોરચંદ**—છુટકાડો ટાડો ઠાવો નઠી મહાડાજ ભૂલે ખડાકે.

**કરમચંદ**—

ઠું ટા ભાડે ડાહીલીનો મહાડાજ શું માહાડાજનો બાપ ભુલે પડમાડનું આવી ખુટયું નહિટો આમ હોય નહીં.

**દિપચંદ**—

પંચ બોલ્યા ટાં પડમેશર મહાડાજની બુઢી ગઈ ખડી માડવાનું આવી ખુટયું એમ ખાટડીથી માનજે.

**નઠોરચંદ**—તમાકું આવ્યું લાગેછે અમઠા ઢણીની ખોડણી કડો ખડાકે.

( બે કોળીઓ આવે છે. )

**પુનો**—મારા હહરાના કીધું નોતું તે ઉજણુ જાવું રવાદે પણ મારા બેટાને શીબડાં ચ્યાંઇ વેસાતાં નોતાં તે આંઇ આવીને એની મુંડ સોલાવી.

**કાવો**—રાંડના મોરથી આમ જાણ્યું હોતતો શ્યા હાટુ આંઇ ગુડાત માળવામાં આવું ઘબ અંધારૂં હશે એમ ખબર નોતી નકર મુંડાવા આવે.

**પુનો**—શીબડામા તો હોળી ખડકાણી પણુ આતો બે જ્યાં પસેડી પણ હહરા લેતા ગયા,

**કાવલો**—આતો બૌ અનરથ માળવામાં ગધાડીનું આવું અંધારૂં આ જ દીઠું ચમ પુનિઆ.

**પુનો**—મારો હાળો રાંડનો ચ્યારથી માથું કુટતો મારે ઉજણુ જાવું મારે ઉજણુ જાવું લે આ તારી ડોટી ઉજણુ વેશ શીબડાં મારા બેટાને બઉ ડોડ ઠીક હખામણ મળી હાહતરમાં ભામટા કેતા નથી જે રાજા રાણીમાં બંધાણો ઈ ઠેકાણે પરજાને હખ હોય નઈ હવે રાવ ચ્યાં ખાવી.

**કાવલો**—કોણુ તારો ડોહો હાંભળતો ? હાંભળનારો તો વગડામાં ગયો. હવે અંધારૂં ઘબજ. મારા બેટા પોલિહની ફાટ બહુ વધી છો હો પુનીઆ.

**પુનિઆ**—ફાટ નોયતો શીબડાં અચકાય ખરાકે ચેમ પણ જો ઇ રાજાને પુરી ખબર પાડું તોજ હું પુનીઓ પેથિઆના મુતરનો હમજ ઈ રાંડને રડવા બનેને રડવા બેઇને વગડા ભેગા કરૂં એવો સું ઓસો હમજીશમાં કાવલા.

**કાવલો**—તારો બાપ હાંભલે તો ફુલીએ સડાવશે.

**પુનીઆ**—ફુલીએતો ચડવું સેજના કાંતો નર બેડીએ ને કાંતો બેટીએ

(બ્રાહ્મણુ ફળ ફળતો આવે છે.)

**ખુશાલચંદ**—વડી તમાંડે શું છે ભાઇ.

**પંથીરામ**—

અરે પ્રભુ હવે તે શું કરૂં ? કયાંથી મારાં નસિબ ફૂટ્યાં ને ઉજ્જનીમાં આવ્યો, ઉજ્જેનીમાં આવો જુલમ થાતો હશે તેની આજેજ ખબર પડી હર હર વિશ્વંભર હવે શું મોઢું બતાવું ? મારાં સાઠે હવે પાણીમાં ગયા ધોળામાં ધુળ પડી છે, આથી મરવું તે સર્વોત્તમ છે. માળવરાજા તારૂં સત્યાનાશ જાજો. જ્યાં આવો જુલમ ગુજારાય છે.

**કરમચંદ**—પણ વાટ તો કડ શું ડયું.

**પંથીરામ**—

ભાઇ વાત શું કરવી સંસાર તદન મારે વૃથા થઇ ગયોછે અરે મારી એકની એક બાળિકાનું તે દુષ્ટોએ હરણ કર્યું મહાદેવજી આવા જુલમી રાજ ઉપર તુટી કેમ નથી પડતો? રાજાતો તદન રાણીમાં અંધિત બન્યો છે યથારાજા યથાપ્રજા તેમ થઈ ગયું છે હવે રહેવાનો ધર્મ નથી.

**ખુશાલચંદ**—શું મહાડાજ તમારી ડીકરીનું હરણ કડયું ? હડણ કડયું ટાડેડો માડો બેટો બહુ કડીઆવાન હડયો. ઈ વાટ કાંઇ જેવી ટેવી ન ગણાય.

**પંથીરામ**—

અરે ભાઇ તમે શીદ ખાલી માથું કુટાવો છો ? હર્ણ કર્યું તે જનાવર નહિ, પણ મારી બાળિકાને બળાત્કારે ખુંચી લીધી.

**ખુશાલચંદ**—ટાડે માડા બેટા ચોખું નામ પાડને હડણ કડયું હડણ કર્યું શું કડે છે ?

**પંથીરામ**—ઠીક ભાઈ તું પણ ગાળ દઇલે, અત્યારે સૌને કહેવાનો અને મારે સાંભળવાનો વખત છે.

**સોમચંદ—**

ના મહાડાજ તમને ગાડ દેવાયછે ? એટા માડા બેટા ખુશાલ ચડિઓ અવડ ચંડીનો ડાંડનોછે. પણ વાટટા કડા કેમ ઠયું ?

**પંથીરામ—**

ભાઈ તમારિ સાંભળવાની બહુ ઇચ્છા છે તો સાંભળો, હું તથા મારી નર્મદા નામની પંદર વર્ષની બાળિકા જેના ગઇ સાલમાંજ લગ્ન થયેલાં છે, તેને આણું તેડી પાછો વળ્યો હતો. બારોબાર અમારા ગામ તરફ જઇએ તો કાંઇ હરકત નહિ, પણ વિધિના લેખ તે કેમ મટે? વિનાશ કાળે વિપ્રીત બુધ્ધિ, ટીમણુ કર્યા બાદ બાળિકાએ કહ્યું કે મારેતો ઉજ્જનનો દરબાર ગઢ જોવોછે? મેં ઘણી નાપાડી પણ બ્રહ્મ અરૂંકડા તે કેમ ફરે? બાળા હઠ લેઇને બેઠી હું તેને નિર ઉપાયે પુત્રી સાથે નગરમાં આવ્યો કર્મે ફર્યું એટલે સહુ ફર્યું, ઉજ્જનનો રસ્તો ભુલ્યા, દરબાર ગઢને ઠેકાણે મુસલમાન વાડે જઇ ચડયા તેવામાં પોલિસ ચકલામાં પંદરેક તુર્કોનું ટોળું બેઠું હતું તેનો નાયક ઉંચા આસને હતો તેણે મારી બાળિકા ઉપર મોહિત થઇ તેના નોકરોને પુત્રી પકડવાનો હુકમ કર્યો તેને શું દયાજેવો હુકમ થયો કે તરત ખુંચી લીધી. કાલાવાલા કરવામાં મેં બાકી રાખી નહિ પણ તે નિર્દયને શી દયા મારી ઉપર કોરડાનો વરસાદ વરસાવી કાઢી મુકયો અરે મારી પાર્વતી જેવી સુશિલ પુત્રીને તે દુષ્ટો કોણ જાણે શુંય કરશે.

**નઠોરચંદ—**

મહાડાજ તમાડી ડિકડી ડુપાળી બહુ હશે નહિતો કડી પકડી લેના. એટા ટમાડી ભૂલ ખડીકે.

**પંથિરામ—**ભાઈ એમાં ભૂલ શેની રૂપાળી કાંઇ મારી નંખાય છે.

**ખુશાલચંદ—**

માડી કાંઇ નંખાય ખડી, એટા માડા બેટા નઠોરચંડીઓ સ-

મઝે નહિ કાંઇપણ જાણે હુટા મોટા પંડિત હોઉં એવો ડોડ ડાખે પછી શું ઠર્યું મહાડાજ.

**પંથીરામ—**

મશાણ ગયાં લાકડા પાછા આવે ? તેમજ મસમાન તુર્કોના હાથમાંથી તે કન્યા પાછી મળે એવો શીદ ભરૂસો રાખવો પડે. ફરીયાદી કરવા માટે કચેરીમાં ગયો પણ ત્યાં કોણ સાંભળે ભાગવત ? પૈસાના સહુ લાલચુ તેના તાકડા મળે નહિ.

**ખુશાલચંદ—**

માડુ બેટુ રુપિઆ અબજ ચીજ છે કેમ મહાડાજ રુપિઆ હોયટો મોટા ડાજા પણ આપણને સલામું ભરે કેમ ખડુંકે મહાડાજ.

**પંથીરામ—**

હાજતો ભાઈ કળિયુગમાં ડોઢ ડાહ્યા પરમેશ્વરથી પણ પૈસો છે ત્યાંથી હું પાછો ફર્યો ને દરબાર ગઢમાં ગયો પણ ત્યાં કોણ ખબર સાંભળે મને ભાળ્યોકે કાંઇ પૂછ્યા વગર ત્રણુસેંક ફાટી ગયેલી ખવાસણા ધોકલા લઇ ઉતરી પડીઉં મારી મારી અધમુઓ કરી નાંખ્યો ત્યારે માંડ છોડયો હવે મારે જીવવાનું સાર્થક રહ્યું નથી ભિક્ષાવૃતિ કરી જે થોડા ઘણા પૈસાની પ્રાપ્તિ થશે તેનું અફીણ લઇ આત્માને પરમાત્માની હજુર મોકલીશ.

**દિપચંદ—**

મહાડાજ આટમ હટયા કડીએ નહીં, ટમેટો ચતુડ છો ને વડી કેમ ભુલોછો! હોય માણુસને માઠે હાડું આવેછે. ડુખ વખટે ધિડજ રાખવી એ માણુસ માટરનો ધડમ છે પણ ભાઇ પેલો કોણ છોડીને માડતો માડતો આવેછે એને જડા ડયા નહીં આવટી હોય.

**પંથિરામ—**

અરે ભાઈ એજ નિર્દય મારી દીકરીને પકડી લેનાર હાય પ્રભુ મારી તરૂણ બાળિકા ઉપર તે ચંડાળો કેવો જુલમ ગુજારેછે

**ખુશાલચંદ—**

અડે ભાગો ભાઇ ભાગો દાટા ઉસ્બેકીઓ, માડા દિકડો બહુ ફાટી ગયોછે ટાકિડે વિંખાઇ જાઓ નહિતો! અમકા ઠાલા હાઠે કડી હાડકાં ડંગાશે

**નઠોરચંદ—**

માડા બેટા હજતો ઉભાછે તમાડો બાપ ટાલજ પાડી નાંખસે સોમચંદ ને કડમચંડીઓ તો હાડા બાગતા નથી-

( સહુ ભાગી જતા ઉસ્બેક નર્મદા સહિત આવેછે )

**ઉસ્બેક—**

કયું બમન કાયકું બાસ્તે ઇદિર ખડાહે તેરી લડકીકા તેરે કુચ્છ કામહે!. હમ ઉસકી સંગ સ્યાદી કરકે બહોત મોજ મજા કરૂંગા તેરી પરી જેસી બેટીકું જેસાતેસા બમનકી સંગ સ્યાદી કરલીથી દા-સ્તરેહસે મેં અચ્છાહું મેરા બદનતો દેખ કેસા અચ્છાહું જેસી તે-રી ગુલબદન બેટી એસા હમ ( નર્મદાના ગળામાં હાથ નાંખી ) કયું પ્યારી મેં અચ્છાહુંના તેરી નજરમેં આતાહુ કે કયું.

**નર્મદા—**

( તરછોડી ) મુક મારારોયા તારા બદનમાં પુળી મારેતારા બદન નો શું ખપછે બલોથઇ છોડીદે નહિતો આત્મ હત્યા કરીશ પણ તારી મુરાદ હાંસલ નહિ થાય એમ ખત્રીથી માન

**પંથીરામ—**

અરે ચંડાળ તુર્ક નિર્દય નહિથા આ ગરીબ બ્રાહ્મણ પર મહેર બાની કરી છોડેતો સારૂં.

**ઉસ્બેક**—

સાલા બમન તેરી લડકી તેરે કયા કામકી હે ઉસ્કી સંગ એક દફેસે મોજ મજા કરલી ફીર તેરી નજર આગુસે દેખલે

(તેને બાઝી પડેછે)

**પંથિરામ**—

અરે ભગવાન હાયરે આવું અનિષ્ઠ કૃત્ય જોવા કરતા મરવુંજ ભલું છે લેજે અંબિકા તું ભોગ

(જીભ કરડી મરી જાયછે)

## લલિત વૃત

**નર્મદા**—

અરર ઓ પિતા આશુરે કર્યું, બિરજ હું હવે શીરીતે ધરૂં
રંક પુત્રીને શું તજી ગયા, નવ લિધી જરા દિલમાં દયા
નિચ તર્કને હાથ હું પડી, નહિ મળે હવે સુખની ઘડી
કયમ કરૂં પ્રભુ હાય શું હવે, તુરક દિલને તો અતી દમે;
ધરમ મ્હારો શી રીતે રહે, શરમ તોડે છે દુષ્ટ આખરે
જુલમ તો બહુ થાય છે અહીં, ખબર નવ લહે રાજ્યનો ધણી.
રઈયત માળવી દુઃખી થાયરે, નવ મળે જરા રે દયાયરે
ઉજનમાં પ્રભુ આશો કોપરે, ઇશ્વરી દયા થઇ અલોપરે
મદદ માહરી કોણુરે કરે, મતિ ફરી ગઇ રાયની ખરે
વિભુ વરા હવે સાયતો કરો, બંધન માંહેથી શર્ણમાં ધરો

**ઉસ્બેક**—

સાલી હાય હાય કયું પોકારતીહે? તેરે બાપા મરગયા ઉસ્મે હમારે કયા મોજમજા કરનેકા બખત ચલજાતાહે બિલાપ છોડદે મેરી-સંગ ઇસ્ક કરનેકે બાસ્તે ઇદર કયું નાહિ આતીહે નાજની યહફાની જગતમેં દુસરા કયા લેજાનાહે ખાનાપિના ઓર માજમજા કરના દુસરા

સંગ આનેવાલા નાહિ કેસા ઇસ્કકા બઝારકે દેખતો લે સબી હથિઆર છોડકર મેં તૈયાર હોજાતાહું તુમભી હોજાઓ.

( સર્વે હથિઆર છોડી નાંખે છે.)

**નર્મદા—**

( હળવેથી હથિઆર પકડી ઉસ્મેકને નીચો પાડી ચડી બેસે છે) દુષ્ટ તર્કડા કરી લે તારા ઇષ્ટિનું સ્મરણ પાપિષ્ટ તારા પાપનું ફળ ચખાડવાજ ઇશ્વરે મને ઉસ્કેરી છે એમ ખચિત માનજે.

**ઉસ્બેક—**

અરે મેરી માવડી ખુદાકી રહેમ નજરસેં એક દફેસે છોડદે મેં તો તેરા બેટાહું ગૌકી માફક ગીનીમહેરબાની કરકે છોડદે ફીર તેરા નામ લઉંગા તબ ખુદાકી કસમ છોડદે માવડી છોડદે મેં તેરા લડકા ઓર તું મેરી અમા બસ રહેમ કરકે છોડદે.

**નર્મદા—**

તું જેવા દુષ્ટને છોડી પાછો પસ્તાવો કરવા ચાહતી નથી, લે તારી દુતાષ્ટનું ફળ ( તરવાર ગળે ફેરવ્યા બાદ ) પ્રભુ મારે પણ હવે જીવવું તે તદન વૃથા છે એકતો પિતાજી ગયા ને બીજું મારી પવિત્રતા ગઈ તો મરવું એજ હજાર દરજે ઉચિત છે લેજે પરમાત્મા તારા શર્ણમાં.

(તરવાર ફેરવી વાળે છે)



## પ્રવેશ ચોથો અશ્વશાળા.

**મદનપાળ—**

અરે મને દુષ્ટ પિંગલાએ કેવો ફાંસામાં ફસાવ્યો છે અને ત્યાં તે દુષ્ટ રંડા કેવી રીતે કહેતી હતી કે ક્ષણવાર પણ વિસારીશ નહિ, તેને બદલે તો માસના માસ વહી ગયા તો પણ જરાબી પતો મળ્યો નહિ, તે સ્ત્રી એકલ વચની નહિ એમ મેં ખાત્રીથી સિધ્ધ કર્યું છે.

શુદ્ધ માબાપનું ફરજન્દ હોયતો આમ કદી ફસાવે ખરીકે? કોઈ બીજાને મળી રહ્યો હશે એમાંતો સંદેહ નહિ નહિતો કોઇ દિવસ પણ બોલાવત ખરી, કપટકળા પણ જેવી તેવી લુચ્ચી નહિ, ફરીનેતો તેણે મોઢુંજ ના બતાવ્યું. સારૂં થયું કે અહીં આપણે ચંપકકળા સાથે પ્રેમ બંધાણો તે ગુણકાથી આનંદમાં રહીએ છીએ નહિતો ઘોડારમાં ને ઘોડારમાં ગોધાઇ રહેવું પડત વળી ત્યાં જવા આવવાની હવે હરકત આવવાની નથી, કારણ મહારાજાએ વિક્રમને દેશવટો આપ્યો, એતે શું બન્યું હશે વિક્રમમાં તો કસુર આવે એમ મને લાગતું નથી નક્કી એમાં પિંગળાનો પ્રપંચ હોવો જોઇએ. આપણ તેની શી પંચાત છે? આપણે તો આપણું કરવું. ચંપકકળા પિંગલાથી સ્વરૂપમાં ઓછી નથી જેવી પિંગલા પાસે મોજમજા પડતી તેવીજ તેની પાસે પડે છે. ઇશ્વર સહુનો બેલી છે એમ ના હોયતો કેમ ચાલે પિંગલા સાથે યારી રાખવાથી ફાયદો પણ શું હતો? એકતો નફ્ટ નારી બીજું ખાવું તેનુંજ ખોદવું અને ત્રીજું તો જીંદગાની જોખમમાં નાંખવી. પરમાર જેવાતેવા કરડા નથી સારૂં થયું કે બચ્યા એવી નફ્ટ નારીનો વિશ્વાસ કરવો તેજ ખોટું છે.

## હવે નહિ હું અંતઃપુરમાં અવર.

નફ્ટ નારીની પ્રિતિરે જગમાં કદી નહિ તો કરવીરે
શિક્ષા નિશ દિન તેવી રીતે દિલની માંહે ધરવીરે
પ્રાણ ઘાતતો તેથી થવાની દેહી જોખમમાં પડવીરે નફ્ટ.
ધણીતણું તો નિમક ખાઇને નિમકહરામી ના બનવુરે
દેહીક્ષય પણ થાય છે તેથી માટે તે ન આચરવુરે નફ્ટ.

બસ બસ તેનાપર હવે જરાબી પ્રિતિ રાખવી નહિ.

(કપટકળા આવે છે)

**કપટકળા—**

કેમ અશ્વપાળજી ખુશીમાં તો ખરાકે બહુ દહાડે તમારા દર્શન થયા છે માફ કરજો અત્યાર સુધી તમારી પાસે અવાણું નથી પણ નિરૂપાયે, હવેતો ખુબ બદોબસ્ત થઇ ગયો છે વિક્રમને દેશવટો આપ્યો એટલે કોઈ પ્રકારની હરકત રહી નથી. આવવા જવાને બહુ સુગમતા પડશે અત્યાર સુધી મારી બાઇએ કેવી રીતે વખત ગુમાવ્યો છે તેતો ફકત ઇશ્વરજ જાણે છે શરીરને તમામ ગાળી નાંખ્યું છે ઇશ્વર કૃપાથી સૌ સારાવાનાં થયાં. લ્યો આ અમરફળ તમારા માટેજ મોકલાવ્યું છે તેનો ગુણ એવો છે કે જે નર ત્યા નારી ખાય તેને માથે જન્મ મર્ણનો ભય રહે નહિ.

**મદનપાળ—**

(ફળ લેઈ) એવો ગુણ છે ત્યારે તારી બાઇએ કેમ ના પ્રાસન કર્યું ? અને મારાજ માટે કેમ મોકલાવ્યું ?

**કપટકળા—**

મારાં બાઇ અમર થઇને શું કરે ? સંસારીક જે સુખ મેળવવું તે તમારાથીજ છે.

**મદન—**

ઠીક લે ત્યારે (સ્વગત) પિંગલાને તો મારીપર અતિશે પ્યા લાગેલો છે પણ આપણે રાખવો તે વૃથા છે હમણાંતો જરાતરા પ્રેમ બતાવું (ચાસન) કપટકળા ત્યારે તારી બાઈ વિના મને પણ ઠીક પડે ખરૂં કે.

**કપટ—**

તમને તો મારી બાઈ જેવી હજારો મળે પણ મારી બાઇને તો જરાવાર પણ ન ચાલે માટે તમેજ પ્રાસન કરો એ યોગ્ય છે.

**મદન**—ઠીક ત્યારે હુંજ પ્રાસન કરીશ.

**કપટ**—ત્યારે અત્યારે પધારશો ના?

**મદન**—નાના અત્યારેતો નહિ આવું. કારણ મારા શરીરને ઠીક નથી.

**કપટ**—ઠારે અત્યારેતો જાઉછું આવતી કાલે અવસ્ય આવવું પડશે સમજ્યા ખરા કે?

**મદન**—ખુશીથી તેની હરકત નહિ.

(ગયાબાદ)

**મેરા ગમકા તરાના સુનીએ ફીસાના એ રાહ.**

ફળ મળ્યું આવારી, છે સુખકારી, કરવું શું તેનું હા

દિસે કિંમત ભારી, ચમતકારી, છે સુખકારી. કરવું.

ચંપકસેના ચંપકવર્ણી, રૂપછે શશી સમાન

અધરામૃત આપે તે પ્રીતે, પાય છે પ્રતિનું પાનરે

ખરે મુગ્ધા કુમારી, ઉર્વશી નારી, છે સુખકારી. કરવું.

પ્રેમિલીને પ્રેમદા વિના, સુનો છે સંસાર

અમરફળ તેને તો આપું, જેછે પ્રાણ આધાર

દિલમાં વસનારી, ખરે તે પ્યારી, છે સુખકારી. કરવું.

બસ તેના વિના જીવિત વૃથા છે માટે તેનેજ સુપ્રત કરવું યોગ્ય છે ચાલ ત્યારે જાઉં.



## પ્રવેશ પાંચમો.

### ( સ્થળ ) રસ્તો.

**ભર્તૃહરી**—

અરે આજે મને અપશુકન થયા કરેછે, વિક્રમ અત્યારે વારંવાર યાદ આવ્યા કરેછે. મેં તેને દેશવટો તો આપ્યો પણ વગર વિચાર

થીજ તે બાબત જરાપણુ લાંબો તપાસ કર્યોજ નહિ. ત્યારે તપાસ કરવા જેવું પણ શું હતું! પ્રિયા કદી જુઠું તો નાબોલે, બોલવાનું પ્રયોજન પણશું! હોયતો ગમેતેમ પણ વિક્રમ જ્યારથી ગયો ત્યારથી મારૂં ચિત્ત તદ્દન ચળિત થએલુંછે. ગુપ્ત રીતે અત્યારે સર્વ સ્થળ નગર ચર્ચા જોતો આવુંછું. પણ સર્વ ઠેકાણે શોક પ્રગટાઈ રહ્યો જણાય છે ઉજ્જન સમશાનવત્ ભાસે છે. નગર પ્રજાનાં મનો તદ્દન ઉદાસી થએલાંછે સર્વ ઠેકાણે મારો ફિટકાર સાંભળવામાં આવેછે જોર જુલમ પણ અત્યંત વરતિ રહ્યોછે નક્કી કાંઈ માળવદેશ ઉપર આફ્ત આવવાની હોય એવું મને અનુમાન થાયછે અરે હુંતદ્દન રાણીમાં લુબ્ધ બની પ્રજાની જરાપણ ખબર લેતો નથી. આતે મારી કેવી મુર્ખાઈ પરમાર વંશમાં મારા જેવો કોઇ ત્રિયા અંધિત પુરૂષ થયો નથી છતાં હું આમ, તે તો જગતનિયંતાનોજ કોપ ગણાય.

## આશા ગોડી

ઉદાસી અતી થાયે, પ્રભુ દિલ ઉદાસી અતી થાયે.
ભયકારી સહુ ભાસે છે મુજને, ચેન પડે ના જરાયે. પ્રભુ
વિક્રમ વિના સર્વ ઠેકાણે, શોક ગયો પ્રસરાય. પ્રભુ
રાણીની માંહે લુબ્ધ બન્યો હું, ભુલ મોટી તે ગણાયે. પ્રભુ
ખબર લીધી નવ પ્રજા તણીતો, થાયેછે અતી અન્યાયે પ્રભુ
માળવ દેશ ઉપર ખરે તો, આફ્ત કાંઇએ જણાયે. પ્રભુ

ખરેખર કાંઇ આફ્ત આવવાની છે એમાંતો સંદેહ નહિ. વિભુર કરે તે ખરૂં ચાલ ચર્ચાતો બધે જોઈ વળું.



# પ્રવેશ છઠો.

## ચંપકકળા ગણિકાનું ગ્રહ.

**ચંપકકળા—**

આ પણ ખરે એક નવાઈની વાત છે? નવા રાણી ઉપર અગર બીજે ક્યાંઈ પણ વિક્રમાદિત્યની બુધ્ધિ આવી નઠોર થાય એતો ગજબની વાત છે. આમ થાય એ કદી પણ સંભવીત નથી ગમે તેમ હોય પણ આમાંતો કાંઈ જુદીજ વાત છે, સાંભળવામાં આવ્યું છે કે નવાં રાણી અશ્વપાળને તેડતા આવ્યા છે તેના ઉપર વિક્રમ માહારાજાની બહુ ધાક હતી અને તેથી અશ્વપાળથી ક્યાંઈ પણ આડું અવળું જવાતું નહિ, તેમ રાણી અતિશે કામાંધી છે જ્યારે અશ્વપાળ યાર સાથે મળવાનો રસ્તો ના રહ્યો ત્યારે વિક્રમને પોતાની આપેક્ષા જણાવી. પણ પરમારવંશી એવું નીચ કૃત્ય કદી કરે નહિ એવી મને સંપુર્ણ ખાત્રી છે તેમાં વળી વિક્રમ દેવાંશીનર જ્યારે રાણીએ એવી નીચ આપેક્ષા જણાવી હશે ત્યારે સિધ્ધાંતથી વિક્રમે તિરસ્કાર કર્યોજ હશે એમાંતો સંદેહ નહીં એકતો તીરસ્કાર અને બીજું યાર ઉપર સખ્તી એ બન્નેથી કંટાળી ખોટા આરોપે દેશ નિકાલ કરાવ્યા હશે? મહારાજા પણ તદન લિન બન્યા છે. ઉજ્જન નગરીમાં શોક પ્રગટાઈ રહ્યો છે. નોકરો બધાં લાંચિઆ થઈ ગયા છે વિક્રમને ગયા હજુ જાજો વખત ગયો નથી ટુંક ત્રણ ચાર દિવસના વખતમાં એકદમ સ્થિતિ ફરી ગઈ છે. આ મારા મનના તર્કો છે પણ ખરી ખાત્રીના ખબર-મળ્યા નથી.

**ભલેલાલ તમાચો મારી મુખડુંલાલ રાખો—એ રાહ.**

આતે અજવાતો કેમ કરી માનું સાચીરે
માનું સાચીરે, કેમ માનું સાચીરે, આતે અજવાતો

મહારાજા વિક્રમ તણું તો, કાર્ય એ નવ હોય;
પરમાર વંશમાં હજુ એવો પ્રગટયો નથી કોય. આતે.
પિંગલા રાણી નીચી નારી, એમાં નહિ સંદેહ;
કપટ રચ્યું છે તેણે ભારી, જરા નહિતો ફેર. આતે.
ધર્મ ધુરંધર તે મહારાજા, કરે ન એવું કામ;
નીચાં કૃતની ઉપર તે તો, કદી ન બીડે હામ. આતે.
ભૂપ ભર્થહરી ફાંસે નાંખી, વશ કીધા છે સાર;
સાચું જુઠું નવ તપાસ્યું, તેણે તો લગાર. આતે.
માળવમાં દિલગીરી તો, વર્તાણી બહુ પેર.
વિક્રમ જાતાં વિદેશ માંહી, થયો છે કાળો કેર. આતે.

ખરેખાત વિક્રમ ઉપર ખોટો આરોપ મૂકાણો છે હવે માળવ ગાદી વધુ ટકવાનો ભરૂસો નથી. થાય તે ખરૂં બેઠા બેઠા જોઇએ છીએ. આપણે પણ તે અશ્વપાળને ઠીક હેળવ્યો છે. રાણીની બક્ષિસો મારી પાસે તુરત હાજર કરી આપે છે તેની પાસે તો જેટલું હતું તેટલું આવી ગયું છે. હવે થોડા ઘણા દિવસતો ચારી રાખવી. કાંતો તેના પાપનો ઘડો ફુટી જાય છે નહિતો આપણેજ ધકકો મારશું શું કાંઈ એમાં શર્મ છે ? કુળાચાર પ્રમાણે વર્તવામાં શ્યો બાધ.

( અશ્વપાળ આવે છે. )

ચંપા—

પધારીયે અશ્વપાળજી હમણાંતો થોડો આવરો જાવરો રાખો છો ? શું તમને આ ઘટિત ગણાયછે ? આપ જાણો છો કે તમારા દર્શન વિના મને જરા પણ ચેન પડતું નથી ક્ષણ વિજોગ તે યુગ સમાન સમજું છું. આપ કૃપાનાથ જ્યારે મારી ઉપર કૃપા દ્રષ્ટિ કરશો ત્યારે તો મારૂં જીવતર વૃથા થાયના.

**મદનપાળ—**

એમ હોય ખરૂ કે જેવોજ તમારો પ્રેમ તેવોજ મારો છે. જરા પણ ઓછો સમજશોમાં, અત્યાર સુધી તો આવવા જવાને જરા પણ હરકત હતી, પણ હવે તો કોઇ પુછનારજ નથી.

**ચંપક**—અત્યાર સુધી પુછનાર હતા ને હવે કેમ નથી ?

**મદન—**

વિક્રમનો જેવોતેવો બંદોબસ્ત નહોતો તમારી પાસે આવતો જતો, પણ ડર બહુ હતો તો. હવે જ્યારે તેને દેશવટો મળ્યો ત્યારે કોણ પુછનાર રહ્યું ?

**ચંપક—**

ભલા મેં વાત સાંભળી છે કે વિક્રમાદિત્યને દેશવટો આપ્યો તે શામાટે ? તમારાથી તો તે બાબત અજાણી નહિ હોય? ભલે રહો તમે ઘોડારમાં પણ તેથી શું થયું ? ક્ષણ ક્ષણની ખબર તમારી પાસે આવ્યાજ કરે.

**મદન—**

અમને ભોળા સમજો છો ? કદીજ નહિ અમારૂં ખોળિઉં ઘોડારમાં પણ ચિત્ત તો સદા ભ્રમિતજ રહેવાનું.

**ચંપક**—ત્યારેજ કહુંછુંના કે તમારાથી તે બાબત અજાણી નહિ હોય?

**મદન**—પણ તમને કહેવાય તેવી નથીતો.

**ચંપક—**

તો મારે સાંભળવાની જરૂર પણ નથી. તમને વળી મારાથી વાત વહાલી હશે ? અમારે એમ રાખ્યું પાલવે નહિ કારણ ક્ષણ સમય વિયોગ તે અતિ દુર્લભ, અમારા વિભુશ્વર તો ખરા તમેજ છો. જ્યારે આપ પધારો છો ત્યારેજ મને શાન્તિ વળે છે. તમારે તો મોટી મોટી રાણીઓ સાથે પિછાન એમાં અમારી શી ગણત્રી ?

**મદન**—વાહ પ્રિયા તે વાત તમારા જાણવામાં ક્યાંથી આવી?

**ચંપક**—

કેમ ના આવે? અમે જરાતરાતો સમજીએ છીએ ખરા. અને ત્યારેજ અમારી ઉપર કૃપા દ્રષ્ટિ રાખો છો, નહિતો વળી એવી વાત અમારાથી વહાલી હોય ખરીકે?

**મદન**—

પ્યારી રીસ નહિ ચડાવો, હું તે સર્વ બાબતથી તમને માહિત કરીશ. પણ હમણાંતો ગાયન ચલાવો જેથી બગડી ગયેલ મગજને જરાતરા શાન્તિ આવે.

**ગાયન.**

**ચંપક**—થયો છેરે મમ સફળ જન્મ તમ દર્શનથી આજે
સ્વામિ મારા, નેનના તારા, પ્યારા છો પ્રિયનાથ;
ચિત્ત પ્રોયું, મન મોહ્યું, દુખ ખોયું, સુખ જોયું,
પ્યારી સ્વીકારો પ્યારની માંહે જેમ દિલ છાજે. થયોછેરે
સંયોગ થઓ છે વિભુ કૃપાથી પ્યારા મારા યાર,
તમ પ્યારી, હિત કારી, શેવા સારી, પ્રિય ધારી,
ઉર માંહે વસિયા પ્રિતમજી પ્રેમ તણા કાજે. થયોછેરે
નિરખું તમને વહાલા જ્યારે દિલ થાએ છે શાન્ત,
દિન દારા, ધારો પ્યારા, પ્રાણ મારા, સુખ કારા,
પ્રીતિ માંહે પ્રિય નિભાવો કરગરી કહું આજે. થયોછેરે.

**મદન**—

વાહ પ્રિયા આજના ગાયનની ખુબીતો ન્યારીજ છે, આજની પ્રીતિ પણ વિચિત્રજ છે. પ્રિયા આમ હર હમેશ મહેશ્વર પ્રીતિ નિભાવે તો કેવું સારૂં

**કપટ**—

અવિચળતો શું પણ મહેશ્વર કૃપાથી જ્યાં સુધી હયાત છીએ, ત્યાં સુધીતો પ્રીતા કૃષ્ણ જરાપણ મોળું ના પડે એમ ખાત્રીથી સમજજો ?

**મદન**—ત્યારે પ્રિયા મર્ણનું દુઃખ ટાળું તો કેમ ?

**કપટ**—

એ શું બોલ્યા ? કાળ કોઇને પણ મૂકનાર નથી રામચંદ્ર કૃશ્નભિસ્મપિતા યુધિષ્ટર અર્જુન. વિગેરે મહા પ્રતાપી પુરષો થઈગયા તેઓ પણ એક વખત મર્ણાધિન થયા, તો આપણે શી વિસાતમાં ગણાયે

**મદન**— **લાવણી**

ફળ એક ઉત્તમ તો આજ મળ્યું છે ભારી
પ્રાસનથી અમર થાય નર ને નારી
એ ઉત્તમ ફળને આજ પ્રિયા લ્યો સ્વીકારી
જન્મ મર્ણ ટળે દુઃખ ઉરલ્યો ધારી
આ ઉત્તમ વસ્તુ મળી મુને બહુ પ્યાસે
તે સુપ્રત કરૂં છું આજ તુને હુલાસે
અમર થઇને પછી પ્રિયા સુખ દયો ભારી
સદા જોબન વેષે રહો તપે તો નારી
મમ પ્રાણથી વહાલી આજ તુને તે ધારી
અમર ફળ છેરે અમુલ્ય સોંપું આ વારી
પ્રીતિ અવિચળ રહે સદાએ માગું
પ્રિયા રીસ કરી કદાય તને ના ત્યાગું

**ચંપક**—

પ્રાણેશ્વર આવી અમુલ્ય વસ્તુ આપના કોમળ હસ્તમાં ક્યાંથી આવી તે કહેશો ખરા કે ?

**મદન—**

પ્રિયા વાત કહેવાય તેવી તો નથી પણ હું તમને મારૂં તન મન ને ધન સમજી કહું છું. પણ સરત રાખજો કે પછી આડી અવળ ફેલાય નહિ કારણ મોટાના ઘરમાં પગ મૂક્યો છે તો પુરતી સંભા રાખવાની જરૂર છે.

**ચંપક—**

શું તમે મને મુર્ખ સમજો છો? વળી કોઇ દિવસ બીજે છે ખરી કે પણ પ્રથમ પડતી મૂકી તે આ સર્વ બાબતથી દી વાકેફ થવા ઇચ્છા ધરાવે છે

**મદન—** સર્વે કહું છું સાંભળો હ્યો !

**માડી તું મને વઢે છે પળ કેડ પાછી હસે છે, એ ·**

તું તો સાંભળ પ્રિયામારી, આજે વાત કહું વિસ્તારી
બચપણથી મારે યારી, પિંગલા સાથે લાગી પ્યારી
નાની વયમાં કપટકળાએ, જોડી દીધી પ્રીતિ
ચંદ્ર ચકોરનો પ્યારતો લાગ્યો જુદી ના રહી રીતી
યારી અતિશે બંધાણી, પ્રીતિ અતિશે બંધાણી. તું તો સાંભ
જીવ જુદોતો જરા ન રહ્યો, લાગ્યો છે બહુ પ્યાર
ક્ષણ વખત યુગની સમતો, લાગે દુઃખ અપાર
જરા જુદું નારહેવાયે, ઘડી જુદું ના રહેવાયે. તું તો સાંભ
જનાને હું જાતો આતો, પ્રેમનુ કરવા પાન
મંડપમાં મહારાજા પરણ્યા, તોડીને નિશાન
મુને સાથે તેડીલાવી, પ્યારી સાથે તેડીલાવી. તું તો સાંભ
મારી ઉપર વિક્રમ તણી, હતી બહુ સખ્તાઈ
જરા જુદો નવ પડવા દેતો, થાય ન સંયોગ ક્યાંઈ
મુંજવણ આવી તેથી ભારી, દુખ લાગ્યું તેથી કારી. તું તો